


કુદરતે સર્જેલા તત્વોને પૂજનારા

પેઢી દર પેઢી ચાલના આપનાર

ધોડિયા સમાજને અર્પણ....




# પ્રસ્તાવના

છેલ્લા ૧૧ વર્ષથી ગુજરાતની આદિવાસી જાતિઓ સાથે મારો સંપર્ક સંશોધન કાર્ય માટે રહ્યો છે. આદિવાસી અકાદમી તેજગઢના 'વાચા સંગ્રહાલય'માં ક્યુરેટર હોઈ આદિવાસી હસ્તકલાકારો, સંગીત-નૃત્યકલાકારો, વાદ્યકલાકારો, બડવા-ભગતો સાહિત્યકારો અને મૌખિક પરંપરાના વાહકો પ્રસંગોપાત મળતા રહ્યા છે. અહીં મને સાહિત્ય સંશોધનની દષ્ટિને અનુકૂળ વાતાવરણ મળ્યુ છે. આદિવાસી સમાજ અને તેના સાહિત્યને અંદરના દૃષ્ટિકોણથી સમજવાની શરૂઆત થઈ.

ડૉ.ગણેશ દેવીના દૃષ્ટિકોણથી આદિવાસી અકાદમીમાં સંશોધન પ્રકલ્પ દ્વારા ૨૦૧૨માં આદિવાસીની નજરથી અન્ય પ્રદેશના પોતાના જ જેવા આદિવાસી સમાજ, ભાષા, સંગીત વાદ્ય, નાટ્યવેશો અને સાહિત્યનો સમાજ માનવશાસ્ત્રીય અભ્યાસ કરવો એ વિચાર તેમના મૂળમાં હતો એ વિચાર હું શીરે માન્ય રાખ્યો.

ભારતીય ભાષા સર્વેક્ષણમાં મુખ્યત્વે રાઠવી  ભાષા અને તડવી ભાષા તથા ડુંગરીભીલો સમાજ માવનશાસ્ત્રના અભ્યાસમાં કામ કરવા ટેવાયેલી મારી દષ્ટિને બહોળા સમાજનો પરિચય થયો. ત્યાર

બાદ ગુજરાતની આદિવાસી જાતિઓમાં મને સૌથી વધુ આર્કષણ ધોડિયા જાતિ પર રહ્યું છે. ગુજરાતની અન્ય જાતિઓ કરતાં ખૂબ જ ઊંડાણવાળા સુરત જિલ્લાના ઓલપાડ, માંડવી, વ્યારા, વાલોડ અને મહુવા તાલુકાઓમાં ડુંગરાળ તેમજ નદીઓના કિનારાઓ પર વસતા ધોડિયાઓ જીવન જીવી રહ્યાં છે. ધોડિયાઓમાં તેની મૂળ સંસ્કૃતિ અન્ય આદિવાસીઓના પ્રમાણમાં ઊંડાણમાં વધુ સચવાઈ રહી છે. અન્ય સમાજ સાથેના નહિંવત સંપર્કના કારણે પરંપરાગત જીવનના માળખામાં મજબૂત સામાજિક સંગઠન ધરાવતા ધોડિયાઓ પ્રથમ દૃષ્ટિએ જ કોઈપણ વ્યકિતને આર્કષિત કરે છે. તેમના જીવનની સરળતા આપણને તેમના તરફ સહેલાઈથી ખેંચે છે. જેને પરિણામે ધોડિયા જાતિનો અભ્યાસને મે અગ્રિમતા આપી. અને તેનો સર્વાંગીન અભ્યાસ કરવાનું વિચાર્યું.

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા અને આદિવાસી અકાદમી તેજગઢના સ્થાપક એવા ડૉ. ગણેશ દેવીસર અને પ્રૉ. સુરેખા દેવીની પ્રેરણા મળતા ધોડિયા જાતિનો પુરેપુરો અભ્યાસ કરવાનો મે નક્કિ કરી લીધું.

મારા માર્ગદર્શક આદિવાસી અકાદમી તેજગઢના નિયામકશ્રી પ્રૉ. કાનજીભાઈ પટેલ અને અતુલભાઈ ગર્ગ સાહેબ પણ મને હુફ આ અભ્યાસમાં પુરી પાડી છે. માર્ગદર્શક શ્રીએ વારંવાર ટંકોરતા રહ્યાં. અભ્યાસને ચાલના આપતા રહ્યાં તેઓની પણ મને પ્રેરણા મળતી રહી છે. તેમની હુફ

અને પ્રેરણા ન હોત તો મારાથી આ અભ્યાસ શક્ય થયો ન હોત. તેમનુ મિત્રવ્રતપ્રેમ અને નિષ્ઠાવાન શિક્ષણના કડક હટથી આ કામ શરૂ થયું, અને અંત સુધી પહોંચ્યું. એ આખા સમય ગાળામાં એમને માર્ગદર્શન આપી. સમાજ માનવ અભ્યાસને સ્વરૂપને ઘડવામાં અને એમાં પ્રાણ મુકવામાં એમનો ઘણો મોટો ફાળો છે. માર્ગદર્શકશ્રી મારા લખાણની ભાષાકિય ભૂલો સુધારી પ્રસ્તુત અભ્યાસને આ સ્વરૂપે તૈયાર કરેલ છે. તેમાં તેમની અથાગ મહેનત રહેલી છે. તે માટે તેમનો આભાર માનવા માટેના બધા જ શબ્દો મને અઘરા લાગે છે.

ક્ષેત્રના ધોડિયા સમાજના આગેવાનો જેવા કે મોતીભાઈ કે પટેલ(માજી મહામંત્રી સમસ્ત ધોડિઆ સમાજ) કપીલભાઈ પટેલ, ખુશાલભાઈ ધણાભાઈ પટેલ, પાલીબેન મંછારામ પટેલ, અરવિંદભાઈ પટેલ, છીતુભાઈ પટેલ, મગનભાઈ બેલાભાઈ, પ્રભુભાઈ કે પટેલ, તથા બીજા ધોડિઆ મને તેમની સાથે રાખી એક કુટુંબી તરીકે ગણી માહિતી આપી છે. મને તેમના જીવનમાં સહભાગી બનાવ્યો છે. તે બદલ તેમનો હું ઋણી છું.

ક્ષેત્રકાર્યમાં અને સમાજ માવનશાસ્ત્રકાર્યમાં મને મદદ કરનાર સર્વશ્રી કુલનભાઈ પટેલ, મનોજભાઈ ચૌધરી, અશોકભાઈ ચૌધરી, મોતીભાઈ કે પટેલ, ધનસુખભાઈ ભાભોર, વિક્રમભાઈ ચૌધરી, જેન્તી એન પટેલ  તેમજ મારા સાથે રાત-દિવસ રહેનાર, ચર્ચા કરનાર વિકેશભાઈ રાઠવા,

સંજય રાઠવા અને ભાવસિંગ રાઠવા, જિતેન્દ્ર વસાવાનો હું હ્રદ્યપૂર્વક આભાર માનું છું.

આ અભ્યાસને ખાસ સુદૃઢ કરવા માટે લેખકશ્રી કુલીનભાઈ પટેલ, કલાકાર શ્રી છીતુભાઈ પટેલ, પ્રભુભાઈ કે પટેલ મને ખુબજ મદદ કરી છે. તેઓએ કોઈપણ સમયે પ્રેમપૂર્વક નિસંકોચ મદદ કરી છે. તેમનો હું ઘણો જ ઋણુ છું. આ અભ્યાસ કાર્યમાં જે જે મિત્રોએ, કલાકારોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી છે. તે સર્વેનો આભાર વ્યક્ત કરવાની તક લવશું.

પ્રસ્તુત પુસ્તકમાં ધોડિયા સમાજ પણ પોતાની આગવી વિશિષ્ટ માન્યતા, રીતરિવાજો અને વહેવારોથી આગવી ઓળખ ધરાવે છે. દેવો, ધરતી, ખેતી, અનાજ, માનવ, નદીએ પોતાની ઉત્પત્તિ વિષયક દંતકથાઓમાં પોતાની કલ્પનાનું જગત છતું કરે છે. તાપી નદી, પૂર્ણા નદીઓ કંસરીની કથા, તૂરના ઝેરીયા સમાજની ઉત્પત્તિનું બીજરૂપ કારણ માની તેમની સાથે વારતહેવારે જીવન વ્યવહાર રચે છે. તેમની પૂજા કરે છે. તેમના જીવન સાથે જોડાયેલા દેવ-દેવીઓને તેઓ પોતાના જેવાજ ગણે છે. પૂર્વજો મૃત્યુ પછી પણ પોતાના સમાજ સાથે જ જીવતા હોય તેવું લાગે છે. એવુ માની તેમની સાથે રોજીંદા વ્યવહાર કરે છે. પોતાની મોટાભાગની જરૂરિયાતો ખેતીમાંથી ઉભી કરી લે છે. અન્ય ઉપર ઓછો આધાર રાખે છે. સમાજનો દરેક સભ્ય એકબીજા ઉપર વિશ્વાસના તાતણે જોડાયલા રહે છે. તેથી એક બીજાને છેતરવાના અને જૂઠુ બોલવાના પ્રસંગો ઓછા બને છે. કોઈપણ વસ્તુની લે-

વેચ માટે આજેપણ કાળનો ઓછો ઉપયોગ કરે છે. પોતાના સામાજિક રીતરિવાજોમાં બહુ ઓછા બદલાવ સાથે આજે પણ જીવે છે. સમાજનું બંધારણ ચૂસ્ત ન હોવાથી સમાજનો દરેક સભ્ય પોતાની મળેલી કુદરતની સ્વતંત્રતામાં જીવનની સ્વતંત્રતાથી જીવી શકે છે.

ધોડિયા સંગીત વાદ્ય, સાહિત્ય સર્જનનું આમ ઈતિહાસ રચી શકાય એટલી સામગ્રી તેમના મૌખિક પરંપરાના વાહકો પાસે આજે પણ છે. તૂર-થાળીનો તાલ અને તૂરીયા નૃત્ય ગુજરાતના દરેક ખૂણે પહોંચ્યું છે. સફેદ ટોપી, સફેદ કોટી અને ધોતી કોઈ માણસોના વચ્ચે પણ ધોડિયા હોવાની એક વિશિષ્ટ ઓળખ ઉભી કરી આપે છે. ઋતુએ ઋતુએ વગડાતા વાદ્યો અને નૃત્યો તેમના જીવનમાં નવા જોમજુસ્સો અને ઉમંગઉલ્લાસ ભરે છે. તેમના પરજન, તૂરના નૃત્યો જેવા પ્રસંગો દેશ-દુનિયામાં આજે ખ્યાતનામ છે.

નારણ રાઠવા
આદિવાસી અકાદમી, તેજગઢ.

# અનુક્રમ

**સમાજનું નામ**

ધોડિયા સમાજને વિસ્તાર પ્રમાણે ધોડિયા, ધોડિઆ, ઢોળિયા, ધુળિયા, ડોડડા, ધોળિયા કે ઢારિયા વગેરે નામોથી ઓળખવામાં આવે છે.

ભીલી બોલીમાં છાપરુંને 'ધુન્ડી' કહેવામાં આવે છે. તેમા રહેનારા તે ધુન્ડિયા-ધોડિયા તરીકે ઓળખાય છે.

ધુન્ડિનો બીજો અર્થ નિંદવાની દાતરડી (ખૂરપી) પણ થાય છે. આ ઓજારનો વારંવાર ઉપયોગ કરતા હોય તે પરથી આ જાતિનું ધુન્ડિયા- ધોડિયા નામ પડ્યું હશે તેવી માન્યતા છે.

કેટલાક લોકો માને છે કે ધૂર-શબ્દ, ધૂરનો અર્થ ધૂંસરી થાય તે પરથી ધોડિયા પડ્યું હશે. કારણ કે આ જાતિનો મૂળ વ્યવસાય ખેતીનો છે. વળી એક બીજા મત પ્રમાણે મુખ્યત્વે ખેતી સાથે સંકળાયેલા લોકો 'ધૂળ' સાથે હંમેશા કામ કરે છે. કપડાનો રંગ જોઈએ તો ધૂળ જેવો, શરીરનો રંગ પણ કંઈક એવો જ. ઘરની ભીંત, ઘરનું આંગણું પણ ધૂળવાળું હોય જ... કદાચ એ પરથી ધુળિયા- ધોળિયા-ધોડિયા એમ કહેવાયું હશે.

ધોડિયા લોકો ધુન્ડી શબ્દ વાપરતા નથી, છતાં જો એ શબ્દ ધુન્ડી (દ્રવિડ શબ્દ -ધૂડા જેનો અર્થ મોટું થાય છે. ) પરથી આવ્યો હશે એવું અનુમાન કરી શકાય. જો ધોડિયા લોકો આ દેશના પ્રાચીન કાળના રહેવાસી હોય તો દ્રવિડ પ્રજાએ તેમને ''ડોડ્ડા'' કહેતા હશે. વખત જતા ડોડ્ડા બદલાઈને ધોડિયા થયું હશે

તેવો સવાલ થાય. આમ, ધોડિયાનું ઢોડિયા પણ બોલાય છે.

## ભૌગોલિક વિસ્તાર

દક્ષિણ ભાગને દક્ષિણ ગુજરાતના આદિવાસીઓમાં ધોડિયા અગ્રગણ્ય આદિવાસી જાતિ છે. ધોડિયા ખાસ કરીને ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યમાં વસે છે. ગુજરાતમાં વલસાડ, નવસારી અને સુરત જિલ્લામાં વસે છે. સુરત જિલ્લાના ઓલપાડ, માંડવી, વ્યારા, વાલોડ, મહુવા, ઉચ્છલ, નિઝર, માંગરોડ, સોનગઢ, ચૌર્યાસી તાલુકાઓમાં રહે છે. સૌથી વધારે મહુવા, ચૌર્યાસી, વ્યારા, વાલોડ તાલુકાઓમાં વસવાટ કરે છે. ૨૦૦૧ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં તેમની વસ્તી ૬૦૬૦૭૧(છ લાખ છસો એકોતેર)નોંધાઈ છે. તાપી, પૂર્ણા, કાવેરી, અંબિકા, તાન, માન, કોલક નદીઓ તેમના વિસ્તારમાં વહે છે. તથા આ પ્રજા તેરણીયો ડુંગર, લિમારીયો, કાળોકાકડ ડુંગરો વચ્ચે વસે છે. તેમાં ખાસ કરીને વાંસદા જંગલ, મહુવા જંગલ અને ધરમપુરના જંગલો આવેલા છે. આ સમાજ અન્ય વિકસિત સમાજોની આજે મેદાનોમાં રહે છે.

## સૃષ્ટિસર્જની કલ્પના

### દેવો, મનુષ્યો અને અનાજ

દેવલોકમાં દેવો અને પૃથ્વીલોકમાં મનુષ્યો પોતપોતાની રીતે જીવન જીવતા હતા. દેવલોકમાં દેવો

આનંદ ઉલ્લાસ કરી રહ્યા હતાં. મનુષ્યો વનોમાં ભટકીને જે કંઈ મળે તે આરોગી સંતોષ માની જીવનનિર્વાહ કરતાં હતા. પશુપક્ષીઓ પણ કલરવ કિલ્લોલ કરતા જીવનની મસ્તીમાં વ્યસ્ત હતા. એ યુગમાં ધરતી પર ખેતી કરવાનું દેવોના હાથમાં હતું. દેવો જ ખેતી કરી શકતા અને મનુષ્યોએ રખડી ખાવાનું ! પરંતુ સમૃધ્ધિના મદમાં છકેલા દેવો કૃષિ પ્રત્યે બેદરકાર બનીને માત્રને માત્ર આનંદી જીવન વ્યતિત કરી રહ્યા હતા. આનંદપ્રમોદમાં મગ્નદેવો કૃષિવિદ્યા પણ વિસરી રહ્યા હતા. એક સમય એવો આવ્યો કે દેવોના અનાજ ભંડારો પણ તળીયે આવી ગયા. અનાજ ખૂટી રહ્યું હતું. એની ચિંતા બાજુએ મુકી દેવો ઝગડી રહ્યા હતા. વિકટ સમસ્યાનો ખ્યાલ આવી રહ્યો ન હતો.

એક સવારે મહાદેવ નિત્યક્રમ મુજબ સ્નાન કરી રહ્યાં હતા. ત્યારે તેની સ્નાન કરવાની જગ્યાએ ઉગી નીકળેલી કૂપળો પર એમની નજર પડી અને ધરતી ધ્રુજી ઉઠી. મહાદેવને થયું હું આવો મહાન તપસ્વી અને મારે સ્નાન કરવાની જગ્યા પર આ વળી કઈ બલા ? ભૂત છે કે કોઈ બલા ? મહાદેવે વિચાર્યું ચાલો જે હશે તે જોઈ લેવા છે. જેમ જેમ દિવસો વિતતા ગયા અને મહાદેવના સ્નાન કરવાનું પાણી સિંચાતુ ગયું તેમ તેમ કૂપળો વિકાસ પામતી ગઈ. કૂપળો વિકસીને બે પાંદડે થઈ મહાદેવ રોજે રોજ નિરિક્ષણ કરે પણ કંઈ પામી શક્યા નહિં. એટલે ચિંતામાં પડયા કે આમા કંઈ કોઈ બલાની ચાલાકી તો નહિં ?

મહાદેવે બધા દેવોને બોલાવ્યા જ્યારે આ કૂંપળો પર મહાદેવનું પ્રથમ દૃષ્ટિ પડેલી અને ત્યારે ધરતી ધ્રુજેલી ત્યારથી દેવો પણ ચિંતીત હતા જ કોઈ સંકટ આવવાની સંભાવના છે એટલે સર્વે દેવો ચિંતા સાથે મહાદેવના દરબારમાં પહોંચ્યા. મહાદેવે કહ્યું, તમે સૌ દેવો ધરતીનું સંચાલન સંભાળો છો તો મારા

નાવણિયામાં કોઈ બલા હોય એમ લાગે છે. તે શું છે? તે ઓળખી એનું નિરાકરણ તમારે કરવાનું છે. આ શું છે એની ચિંતામાં હું અડધો થઈ ગયો છું. તેથી તમારે એ ઓળખવું પડશે. નહિતર આ ન ઓળખી શકો ત્યાં સુધી તમારા અન્ન-જળ બંધ, સૌ ભૂખે મરસો એટલે આ શું છે તે જાણવા મંડી પડો.

દેવો તો મહાદેવનો આદેશ સાંભળીને વધારે વિસામણાંમાં મુકાયા. આ જો ન ઓળખાયુ તો મહાદેવ ક્રોધિત થશે અને મહાસંકટ આવશે. એટલે સૌ દેવોએ આદેશ માથે ચઢાવી પ્રયત્ન ચાલુ કરી દીધો. કોઈ દેવ આડા પડીને, કોઈ દેવ ઊભા રહીને, તો કોઈ દેવ વાંકા વળીને જુવે છે. પણ શું છે એ ઓળખાતું નથી. લાખ પ્રયત્નો છતા ઓળખનો પ્રશ્ન ન ઉકેલાતા દેવો મૂંઝવણમાં મુકાયા કે આતો અન્ન-જળ બંધ થવાનો વારો આવશે અને વળી મહાદેવ ક્રોધિત થઈને બીજી કોઈ સજા ફટકારી દેશે.

સૌ દેવો ભેગા મળીને વિચારે છે કે હવે શું કરીશું ? પ્રશ્ન તો કોઈ પણ પ્રકારે ઉકેલવો રહ્યો. તેથી સૌએ નક્કિ કર્યુ કે આ પ્રશ્ન આપણાથી ઉકેલાય એમ નથી. એટલે પૃથ્વી લોકના મનુષ્યોની મદદ મેળવીએ. ત્યારે મહાદેવને મળી વિનંતી કરી કે, '' હે મહાદેવ આપતો ભોળા છો, સૌ દેવોના -પૃથ્વીવાસી મનુષ્યોના, આખી જીવસૃષ્ટિના રક્ષક છો. જો તમે ક્રોધિત ન થાવ તો આ સમસ્યાના નિરાકરણ અંગે અમે સૌ દેવો આપ સમક્ષ એક વિચાર રજૂ કરવા માંગીએ છીએ.'' મહાદેવે આશ્ચર્ય જનક ભાવ સાથે અનુમતિ આપતા નારણદેવે આગળ આવી કહ્યું. ''હે દેવોના દેવ મહાદેવ, તમારા સ્નાન સ્થળ આગળ થયેલી કૂપળોનું રહસ્ય ઉકેલવામાં સર્વે દેવો અસમર્થ જણાતાં અમે પૃથ્વીલોકના મનુષ્યોની મદદ મેળવી, આ સમસ્યાના સમાધાન માટે પ્રયત્ન કરવા વિચારીએ છીએ. જો આપ અનુમતિ આપો તો અમે તેમ કરીએ.''

મહાદેવે પણ કેટલાક દિવસથી આ કૂંપળો વિશે વિમાસણ હતા. એટલે કોઈ પણ રીતે આ સમસ્યાનો ઉકેલ ઈચ્છતા હતા. તેથી મનુષ્યોની મદદ લેવા દેવોને તરત જ અનુમતિ આપી દીધી. મહાદેવની અનુમતિ તો મળી ગઈ. પણ હવે શું ? મનુષ્યની મદદ કઈ રીતે મેળવવી? એ પ્રશ્ને ફરી પાછી દેવોમાં મૂંઝવણ પેદા કરી. સૌ દેવો વિચારવા લાગ્યા કે આમા મનુષ્યની મદદ કઈ રીતે લઈ શકાય? અને વળી પાછા મનુષ્યો મદદ કરવા તૈયાર શકે ખરા કે કેમ. જો મનુષ્યો મદદ માટે તૈયાર ન થયા તો ? ત્યારે યુક્તિ વિચારી કાઢી કે આપણે મનુષ્ય આગળ મહાદેવનું નામ વટાવવું. છેવટે ચર્ચાના અંતે નક્કિ થયું કે બ્રહ્મા દેવ અને નારણદેવે જઈ મનુષ્ય લોકમાંથી જાણકાર એવા માણસો શોધીને આ સમસ્યાના સમાધાન માટે તૈયાર કરી કૈલાસ પવર્ત ઉપર તેડી લાવવા, એટલે નારણદેવ અને બ્રહ્માદેવ મનુષ્ય લોકમાં જઈને જાણકાર મનુષ્યોની શોધમાં વિહરવા માંડ્યા. પણ કોઈ જાણકાર મનુષ્ય ક્યાં મળશે તે અંગે મૂઝવણમાં હતા. મોટા ભાગનો પૃથ્વી લોક ફરી ચૂક્યા હોવા છતાં. ક્યાંક કોઈ જાણકાર મનુષ્ય નજરે ચઢતા ન હતાં. આ પ્રયત્નમાં નિષ્ફળતાની બીક સતાવવા લાગી હતી. એવામાં ઘનઘોર જંગલોની વચ્ચે પર્વતોની તળેટીઓમાં કેટલાક સુવ્યવસ્થિત નગરો નારણદેવની નજરે ચડ્યાં. એટલે તરત જ બ્રહ્મા દેવને એમને કહ્યું જુઓ, આ નગરોમાંથી આપણી સમસ્યાનું સમાધાન થઈ શકે એમ જણાય છે. સુવ્યવસ્થિત અને સ્વસ્છ નગરો હોવાથી અહિં હોશિયાર અને જાણકાર મનુષ્યો રહેતા હોવા જોઈએ. ચાલો આ નગરોમાં જઈને હાકલ કરી જોઈએ. બંન્ને દેવોએ આ નગરમાં જઈને હાક મારી, ''હે કાળા માથના માનવી, હે ગોરા માનવી, હે ઉષ્ણમાનવી, હે શીતળ માનવી, તમને મહાદેવનું તેડું છે, એટલે તમારે કૈલાસ પર આવવું પડશે.''

મનુષ્ય લોકમાંથી પ્રશ્ન કર્યો, ''અમે શું ગુનો કયો કે અમોને મહાદેવના દરબારમાં બોલાવવામાં આવ્યા .'' તો નારણદેવ અને બ્રહ્માદેવે કહ્યું. '' દેવલોકમાં એક સમસ્યા આવી પડી છે, એના સમાધાન માટે ત્યાં આવવાનું છે.'' તો મનુષ્યો કહે, ''અમે તો કાળામાથાના માનવી દેવલોકની સમસ્યાની નિરાકરણ અમારા હાથની વાત નથી.''

બંન્ને દેવોએ વિનંતી કરી કે મહાદેવના નાવણિયામાં કૂંપળો ફૂટી છે. તે ઓળખવા માટે તમારે ત્યાં આવવું એમ મહાદેવ ઈચ્છે છે તો તમે ત્યાં પધારો.

આ રીતે મનુષ્યોને મનાવી કૈલાસ લઈ જવામાં આવ્યા. મહાદેવને જણાવવામાં આવ્યું કે આ કૂંપળોને ઓળખવા મનુષ્યોલોકના ચાર માનવી આવી પહોંચ્યા છે. મહાદેવને તેમને હાજર કરવા જણાવ્યું. મહાદેવે વાત કરીને કહ્યું. ''આ સમસ્યાનું સમાધાન તમે પણ ન કરી શકો તો આ દેવલોકના દેવોના જેવી જ સજા પણ તમને થશે. તમારા અન્ન-જળ બંધ થશે. આ દેવો તો નથી ઓળખી શક્યા કે મારે સ્નાન કરવાની જગ્યા પર શું અંકુરીત થયું છે. તે તમે ઓળખી બતાવો. તો તમને યોગ્ય ફળ આપવામાં આવશે.'' એટલે મનુષ્યોએ પ્રયાણ કર્યું. મહાદેવના સ્નાન તરફ આગળ મનુષ્યો અને પાછળ દેવો. એ બીકના માર્યા દેવો લપાતા છુપાતા મનુષ્યની પાછળ ત્યાં સુધી પહોંચ્યા. પછી દેવોએ મનુષ્યોને ધીમા સ્વરે કહ્યું, ''જુઓ આ પેલું મહાદેવના નાવણિયામાં દેખાય એ શું છે? તેને જ તમારે ઓળખવાનું છે.''

મનુષ્યો નિરક્ષણ માટે એ કૂંપળોની નજીક ગયા. નજીક જઈ નજર નાખતા આખી વાત સમજી ગયા અને હસી પડયાં. જેવા મનુષ્યો હસ્યા કે તરત જ દેવો પણ ખુશ થઈ ગયા, કે આ લોકોએ ઓળખ મેળવી

લીધી છે. દેવો ખુશ તો થઈ ગયા પણ હજું આ શું છે, તે જાણવાની એમને તાલાવેલી હતી. એટલે મનુષ્યોને કહ્યું કે આ શું છે? તે અમારી હાજરીમાં જ મહાદેવને જણાવો. તેથી મનુષ્યોએ એક પછી એક કૂંપળો ઓળખી બતાવી કે આ સુકાબંગાળી, નાગલી, વરાઈ, બટોઈ, જુવાર, શેરડી, વાલ, તુવર, મગફળી, અડદ, ભાત વગેરે વગેરે... અને વળી આ મનુષ્યો પાછા જાણકાર પણ ખરા એટલે વધુ પ્રશ્નો પૂછાય એ પહેલા જણાવી દીધું કે ખેતી કરવા પ્રત્યે દેવોના દુર્લક્ષે છે. કંસેરી માડીને મહાદેવના આંગણે અંકુરીત થવા મજબુર કર્યા છે.

આમ ઓળખ થઈ જતાં સૌ મહાદેવની અન્ન-જળ બંધ સજામાંથી મુક્ત થયા. ખુશ થયેલા મહાદેવે મનુષ્યઓને આશીર્વાદ આપ્યા કે આજથી ખેતી કરવાનો અધિકાર મનુષ્યને પ્રાપ્ત થશે. એ ખેત ઉત્પાદનોમાંથી દેવો માગે તે પ્રમાણે એમને ભાગ આપવાનો રહેશે. બધા રાજી થઈને મનુષ્યો તો ખેતી કરવાનો હક્ક પ્રાપ્ત થતાં સ્વાભાવિક ખુશ હોય જ, પણ ચાલાક દેવો એમ વિચારીને રાજી થયા કે ચાલો મનુષ્યો ખેતી કરશે. દેવગણને વગર મહેનતે એમાંથી હિસ્સો મળશે. એ પણ દેવગણ ઈચ્છે તે પ્રમાણે.

હવે પ્રશ્નનો તો સુઃખદ અંત આવ્યો પણ પાછો બીજો પ્રશ્ન આવીને ઉભો રહ્યો. હવે પછી ખેતી મનુષ્યો કરવાના પણ એમાંથી દેવો કહે એ પ્રમાણે ભાગ આપવાનો.

મનુષ્ય લોકમાં તો ખેતી કરવાનો ખૂબ જ ઉત્સાહ હતો. ખેતીની તૈયારીઓ આરંભાઈ જમીન ખેડીને તૈયાર કરી. એમાં ઢાળ પાડીને ફળદ્રુપ બનાવી વાવણીનો સમય આવતા જ આનંદ ઉત્સવ સાથે ઓરણી કરવામાં આવી.

પ્રથમ વર્ષે જુવાર વાવવામાં આવી. માગશરનો વરસાદ, પુરતી મહેનત અને વધુમાં અનેરો ઉત્સાહ પછી તો જોવાનું જ શું ? એય...ખેતીમાં જુવારનો પાક લહેરાતો જોઈ, સૌ હર્ષ ઘેલા થવા માંડ્યાં. આનંદ ઉલ્લાસ સાથે નાચગાન કરવા અને પાક તો ખૂબ સરસ થયો હતો. હવે ચિંતાનો વિષય એ હતો કે દેવો ભાગ માગશે અને એ કેવી રીતે અને કેટલો માંગશે ? દેવોને જણાવવામાં આવ્યું કે પાક તૈયાર થઈ ગયો છે, તો તમારો ભાગ લઈ જાવ. ત્યારે ચાલાક દેવોએ વિચાર્યું કે પાકમાં ઉપરનો ભાગ તો માત્ર પાંદડાઓથી ભરેલો હોવાનો! તેથી કહ્યું ઉપરનો ભાગ મનુષ્યો લઈલે અને બાકીનો ભાગ દેવોનો. નીચેનો ભાગ લઈને દેવોતો દેવલોક ભેગા થયાં. પણ પછી જોયું તો આતો ફક્ત ઠુઠા ભાગમાં આવ્યાં ! દેવોને થયું આતો આપણે છેતરાયાં. હવે પછીના ભાગમાં છેતરાએ નહિં, એનું ધ્યાન રાખવું એવું દેવગણમાં નક્કી થયું.

બીજા વર્ષે તો ધરતી પરના ખેડૂતોનો ઉત્સાહ ખૂબ હતો. એટલે સૌએ ખૂબ જ મહેનત સાથે ખેતીકામ શરૂ કર્યું. એ જમીન તૈયાર કરવા દોરીસટ ચાસવાળી ખેડ તૈયાર કરી. રસદાર શેરડીનો મબલક પાક. આ વખતે દૂધના દાઝયા છાશ ફુકીંને પીવા દેવોએ પાકનો ઉપરનો ભાગ માગ્યો અને દેવલોક લઈ ગયા. પણ આ શું ? આમા પણ દેવગણ છેતરાયા ! થડનો ઉપયોગી ભાગ તો મનુષ્ય માટે છોડતા ગયા, દેવો આ વર્ષે પણ ચાલાકી કરવામાં ભેરવાયાં એટલે નક્કી કર્યુ કે, આવતા વર્ષના પાક વખતે કેમે કરીને છેતરાવું નહી. મનુષ્યોને જ છેતરવા છે.

ત્રીજા વર્ષે પણ પૃથ્વીલોકના મહેનતુ લોકોએ ખૂબ જ મહેનત કરીને ખેતરોમાં હરીયાળી લહેરાતી કરી દીધી. આ વર્ષે મગફળીનો પાક ખૂબ જ સરસ થયો હોવાથી ખેડૂતો આનંદીત હતા. બીજી વાર બે વાર

છેતરાઈ ચૂકેલા દેવો મનુષ્યોને ટાપીને બેઠેલા હતા. આ વખતે દેવોએ જમીનની ઉપરનો બધો જ ભાગ માગી લીધો. તેથી આ વર્ષે મનુષ્યોને છેતરીએ જ એવા ભાવ સાથે દેવલોક ગયા પણ આ વર્ષે દેવો જ છેતરાયા અને જમીનની અંદર રહેલી મગફળી મનુષ્યોને મહેનતના ફળ રૂપે પ્રાપ્ત થઈ.

વારંવાર છેતરાતા દેવો બરાબર મુંઝાયા અને મનમાં ગાંઠ વાળી કે હવે તો છેતરાવું નહીં જ, આમ બોલી  દેવોએ નવી યોજના પણ રાબેતા મુજબ બનાવી દીધી. લાગલગાટ ચોથા વર્ષે પણ મનુષ્યોએ ભરપૂર પરસેવો પાડ્યો. વિતેલા વર્ષો કરતાં પણ મબલક પાક ખેતરોમાં લહેરાવ્યો. આ વખતે પણ દેવો ટાંપીને જ બેઠા હતા. પાક તૈયાર થયો એટલે દેવોએ કહ્યું કે, દર વખતે અમે છેતરાય જઈએ છીએ, એટલે આ વખતે તો ઉપરનો ભાગ પણ અમારો થડનો ભાગ પણ અમારો અને જમીનની અંદરનો મૂળવાળો ભાગ પણ અમારો બાકી વચ્ચેનો ભાગ તમારા માટે રાખો! દેવોએ આ વર્ષે ખૂબ જ વિચારણાંપૂર્વક ભાગ લીધો છતાં છેતરાયા, કેમ કે આ વખતે પાક હતો મકાઈનો, ડોડા તો વચ્ચેના ભાગમાં થયા હોય!

સતત હારેલા દેવોને સત્ય સમજાયું અને કંસેરીમાડી જે અન્નની દેવી ગણાય એની માફી માંગી અને પૃથ્વીલોકના મનુષ્યોને કહ્યું કે અમે દેવો કરતાં તમે જ સારી રીતે ખેતી કરી શકો છો. તો હવેથી ખેતી પરનો સંપૂર્ણ હક્ક તમારો જ. માત્ર એટલું કરજો કે ખેતી પાક ઉપજે ત્યારે કંસેરીમાડીની પૂજાઅર્ચના કરજો. તેથી તમોને બરકત પ્રાપ્ત થશે. સાથે અમારા પ્રતિક તરીકે દગડખૂંટના દેવો સ્થાપી પૂજા કરી અમોને પણ રાજી રાખજો.

આમ, દેવોના બદલે પૃથ્વીલોકના મનુષ્યો ખેતી કરતા થયા. ત્યારથી અન્નની દેવી કંસેરીમાડીની

પૂજાઅર્ચના કરી નવું પાકેલું ધાન એમના ચરણે ધરીને મનુષ્યો પોતાના માટે ઉપયોગમાં લેતાં આવ્યાં છે. આ પરંપરા આજે પણ આદિવાસી ખેડૂતોએ જાળવી રાખી છે.

**સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ**

ધોડિયા સમાજના ખ્યાલ મુજબ ઈતિહાસ વિશે નીચે મુજબ ત્રણ-થી ચાર આધાર મળે છે. છતાં ખરું શું છે? તે કહેવું મુશ્કેલ છે.

પ્રથમ આધાર એવો છે કે લગભગ દોઢ હજાર વર્ષ પૂર્વે -ધનસિંહ અને રૂપસિંહ નામના બે રાજપૂત રાજકુમારો સૌરાષ્ટ્ર, મેવાળ કે માંડવાથી ધુળિયા તરફ આવ્યા હતા. ધનસિંહએ ઝીણી નામની નાયક જાતિની સુંદર યુવતી પર મોહાંયો. રૂપસિંહ તેની બહેનપણી શની પર મોહાંયો. આથી બંન્ને રાજકુમારોએ ધુળિયાના જંગલ વિસ્તારમાં પડાવો નાંખી બંન્ને સાથે લગ્ન કર્યા. આજીવિકાના સાધન માટે કે સામાજિક વ્યવહારની અડચણો દૂર કરવા તેઓ સુરત જિલ્લામાં આવીને રહ્યાં હતા. ધુળિયાથી આવેલા એટલે ધુળિયા પરથી ''ધોડિયા'' કહેવાયા તેમ કુળો પણ નાના નાયક, મોટા નાયક પડ્યા એવી માન્યતા છે.

બીજો આધાર એવો છે કે ધંધુકા કે ધોળકાના બે રજપૂત સરદારો ધનસિંહ અને રૂપસિંહ એક મોટા જૂથ સાથે ઘણાં વર્ષો પૂર્વે મહાદુષ્કાળનાં કાળમાં ઘરબાર છોડીને આજીવિકાના સાધનને ખોરાકની શોધમાં નર્મદા નદીની દક્ષિણે થઈને તાપી (સુરત જિલ્લા) તરફ મેદાન પ્રદેશમાં આવી રહ્યાં. એ સમયે તેમને સાથે દુબળા, નાયકા વગેરે જાતિના લોકો પણ આવ્યા હતાં. રજપૂતો ગરાસિયા તરીકે ઓળખાતા. તે સરદારોએ

લગ્ન સમયે નાયકાની કાળી ગાંઠ અને વચ્ચે બે ધોળા (સફેદ) ગરાસલાના મણી પરોવીને કાળી ગાંઠી (મંગલસૂત્ર) બાંધીને નાયકાની સુંદરીઓ સાથે લગ્ન કરી સંબંધો જોડતા હતા. તેમના જે વંશજ થયા તે ધનસિંહ પરથી એટલે ...ધ...પરથી ધોડિયા એમ મનાય છે.

ત્રીજો અને ચોથા આધાર આ સમાજ અનાદિ-કાળથી ખેતીપ્રધાન રહ્યો છે. અનાજ એટલે ધાન ! આમ ખેતી સાથે સંબંધ હોવાથી અને મુખ્યત્વે ખેતી પર જ આધારિત હોવાથી ધાન, ધન પરથી ધોડિયા શબ્દની ઉત્પત્તિ થઈ છે એમ મનાય છે. તેમજ ધાન એ જ ધન અને રૂપા એટલે જ લક્ષ્મી, આ શબ્દ સમય જતાં ધન-રૂપા થયા. કોઈપણ ધાર્મિક કાર્યમાં કૂળ દેવતા કે ખતરાંની પૂજા -મરણ સમયે પ્રથમ ધનારૂપાનો ઉલ્લેખ હજી પણ થાય છે. એટલે મુખ્ય ''ધ'' અક્ષર પરથી ધોડિયા કહેવાયા એમ મનાય છે.

અહીં એક ખાસ નોંધ કરવા જેવી બાબત છે કે, આખો ધોડિયા સમાજમાં મરણ ક્રિયાઓની દરકે વિધિ કરતા જે ખત્રા રૂપે પૂર્વજોની યાદમાં દૂધ, તાડી કે દારૂની છાક (પૂર્વજોને ધરાવે તે ) પાડે છે. ત્યારે પ્રથમ આજ ધનાખત્રી આજ રૂપાખત્રી પછી વડીલોના મરણ થયા હોય, તેમનો ઉલ્લેખ પછી જેની મરણ ક્રિયા થઈ રહી હોય તેનું સ્મરણ કરી દૂધ, તાડી, ચા કે દારૂના ટીપાં પાડવામાં આવે છે. આથી કોઈ ધનસિંહ અને રૂપસિંહ જ ધોડિયા સમાજના પૂર્વજો છે. એમનાથી જ ધોડિયાની ઉત્પત્તિ થઈ એમ મનાય છે.

**જન્મવિધિ**

બહેનો સર્ગભા અવસ્થામાં હોય અને તેના કુખે બાળક જન્મવાનો સમય આવે ત્યારે ઘરના જ એક

ઓરડામાં 'દાયણ' દ્વારા પ્રસુતિ કરી લેવામાં આવે છે. તે પ્રથા આજે પણ છે. બાળકના જન્મ પછી માતાને સ્નાન વિધિ કરાવીને દાયણને ચાર કે આઠ આના અને હાલમાં પાંચથી દસ રૂપિયા, અનાજ વગેરે ખોળો ભરીને તથા ચા-પાણી પીવડાવીને વિદાય કરવામાં આવે છે. હાલમાં શિક્ષણ વધ્યું હોવાથી દવાખાનામાં પ્રસૂતિ કરાવવામાં આવે છે.

બાળકના જન્મથી ઘરના લોકો આનંદ અનુભવે છે. છોકારાનો જન્મ થાય તો આનંદની છોળો જ ઉડવા માંડે છે. જૂની પ્રથા પ્રમાણે પાંચમાં દિવસે 'પાંચુરો' કરવામાં આવતો, તે ગામડાંઓમાં આજે પણ સંબંધિત સ્ત્રીઓ ભેગી મળી છટ્ઠીમાતાનું પૂંજન કરી નાળિયેર, તેલનો દિવો કરી આખા કઠોળ, વાલ કે ચોખા બાફી  પ્રસાદ ધરાવે છે. ઘરની વળી લાકડાંની ડાંડી કે દોરની એલી (પારણું) બાંધી, દાયણ બાળકને સુવડાવે છે. બાફેલા કઠોળની પ્રસાદી સ્ત્રી વર્ગમાં અને બાળકોમાં વહેંચે છે. આ પ્રસંગે ગીતો પણ ગવાય છે.

ગીતઃ- ચાર પાયે યોરા ઓર્યા.....

**દાયણ :**

બાળકના જન્મ પછી છટ્ઠા દિવસે દાયણને બોલાવે છે. જે જગ્યાએ પ્રસૂતિ થઈ હોય, તે જમીનને લીંપવામાં આવે છે. તેના પર દૂધ કે ચા છાંટીને 'ભૂમિ પૂંજન' કરે છે. આ રિવાજ આ જાતિમાં પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. અગાઉ દારૂ-તાડીથી ભૂમિપૂંજન કરતાં હતાં, હાલમાં દૂધ કે ચા થી પૂંજન કરે

છે.

છઠ્ઠીના દિવસે દાયણ અને પડોશી બેનોને કુટુંબની સ્થિતિ પ્રમાણે ભોજન કરાવે છે. દાયણને કાચું સીંધુ, કે રાધેલું ભોજન અને પાંચ કે દસ તથા ૧૫-૨૦ રૂપિયા આપે છે. ધોડિયા બોલીમાં આ 'વિધિને પાંચુરો પાર્યા' કહેવામાં આવે છે.

અગિયાર કે બારમે દિવસે કુવાનું પૂજન કરવામાં આવે છે. ત્યાર પછી જ પાણી ભરવા કે ઘરમાં રાંધવાનું કામ કરી શકાય છે. ભગત પુરૂષો સવા મહિના સુધી પ્રસુતા સ્ત્રીના હાથનું ખાતા નથી.

હાલમાં દવાખાનાની સુવિધાને કારણે વધુ પ્રમાણમાં સુવાવડ કરાવે છે. આથી 'પાંચુરો' તે બદલે સીધા બારમે દિવસે જ છઠ્ઠી માતાનું પૂજન કરે છે. તેમજ બારમાં દિવસે કરવામાં આવતી આ વિધિને 'બારસા' ના નામથી ઓળખે છે. બાળકોનો જન્મ થાય ત્યારે છોકરી જન્મે તો પતાસા અને છોકરો જન્મે તો પેંડા વહેંચે છે.

**નામકરણ :**

આદિવાસી સમાજ ખેતી અને પશુપાલનના વ્યવસાય સાથે નાતો ધરાવતો સમુદાય, હોવાથી આ વ્યવસાયિક બાબતો પણ વ્યક્તિઓના નામકરણ પાછળ રહેલી જોવા મળે છે.

જે વર્ષે મગનો ઉતારો સારો આવ્યો હોય એવા સમયે જન્મેલા બાળકનું નામ 'મગજી' કે 'મગન'. જે વર્ષે ચણાનો પાક વધુ થયો હોય ત્યારે જન્મેલી બાળકીનું નામ 'ચણી'. વાલ સારા થયા હોય તે સમયે

જન્મેલા બાળકનું નામ 'વાલજી' અઠવાડિયાના જુદાં જુદાં વાર પ્રમાણે જેમ કે, રવિવારે જન્મેલા 'રવીયો' કે 'રવલી'. સોમવારે જન્મેલ હોય તો 'સોમો', 'સોમલો' કે 'સોમી', 'સોમલી' વગેરે આમ ખેતી વ્યવસાય અને અઠવાડિક વારના બાળકોના નામોમાં પ્રતિબિંબિત થતા જોવા મળતા હોય છે.

કેટલાક વર્તન અને દેખાવ ઉપરથી નામો હોય જેમ કે માયકાંગલું શરીર હોય તો 'માંદો', કે 'માંદી' શરીરનું કદ નાનું હોય તો 'ઝીણો', 'ઝીણી', 'નાનકો', 'નાનું', 'નોની' વગેરે. આંખો ઝીણી હોય તો 'મીંજો', નાક મોટું હોય તો 'નાકરો' અસ્વસ્થ બાળક હોય અને કુંથતું હોય તે 'કુંથીયો' કે 'કુંથી' જે બાળકને વારંવાર ઝાડા થઈ જતા હોય તે 'છેરાટ' જેને શરીરે ચાંદા વધારે હોય તે 'કહ્યુલો' કે 'કોયો' સ્વચ્છતા ન જળવાતી હોય ત્યારે બાળકનું નામ પડી જાય 'છંગદો', 'ગોજો', અને જોતા જ ગમી જાય એવું બાળક હોય તો એનું નામ 'ગમતો' કે 'ગમતી'.

દેવદેવીઓના નામ ઉપરથી પણ નામો પાડવામાં આવે છે. જેમ કે 'દેવલો', 'દેવલી' નારણદેવના નામ ઉપરથી 'નારણ', કાકાબળીયાના નામ ઉપરથી 'બળિયો' અને વળી, પૂર્વજો મનાતા ધના અને રૂપાના નામ ઉપરથી 'ધનો', 'ધનજી' 'રૂપો', 'રૂપલી' જેવાં નામો હોય બાળક તદુરસ્ત હોય ત્યારે 'ભીમો' કે 'ભીમલો' નામ પણ હોય.

આદિવાસી સમુદાયમાં વિવિધ માન્યતાઓ ધરાવે છે. કોઈને બાળકો જીવતાં ન હોય ત્યારે નજીકના સગાને કોઈ બાળક આપી દેવામાં આવે પછીથી એજ બાળક એમની પાસેથી પરત મેળવવામાં આવે તે પણ ભીખ માંગીને લાવ્યા હોય ત્યારે આવા બાળકનું નામ 'ભીખલો', 'ભીખી' કે 'ભીખલી' ક્યારેક બાળકો

લાંબુ જીવતા ન હોય ત્યારે નજીકના કોઈ સગા દ્વારા આ બાળકને વેચાતુ પણ લેવામાં આવતું હોય, એવા બાળકનું નામ  હોય 'વેચ્યો' ક્યારેક બાળકને બચાવી લેવાની માન્યતાને આધીન બાળક જન્મે એટલે એને ઉકરડા ઉપર રમતું મૂકી દેવામાં આવે પછી ઉકરડાને આ બાળક જીવાડ્વાની પ્રાર્થના સાથે એ ઉકરડાની પૂજા કરી પરત લેવામાં આવ્યું હોય તેવા બાળકનું નામ પડી જાય 'ઉકેડયો'.

આમ ધોડિયા સમાજમાં વિવિધ બાબતોના આધારે નામકરણ કરવામાં આવે છે. પરંતુ હવે એકવીસમી સદીનાં બાળકોના નામો આવા જોવા મળતા નથી. છતાં ઊંડાણના આદિવાસી વિસ્તારના કેટલાક વડીલોના આવા નામો જોવા મળે છે.

શિક્ષણ આવવાથી બાળકનો જન્મ, સમય, વાર, તારીખ નોંધી લઈ બાર દિવસમાં કોઈ સારા બ્રાહ્મણ પાસે જોવડાવીને અક્ષર, રાશી પ્રમાણે નામ રાખવામાં આવે તો તેનું ભાવિ જીવન સુખમય બને છે. તેવી માન્યતા પ્રચલીત થઈ છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

**કૂળ-ગોત્ર :**

બીજા આદિવાસીઓની જેમજ ધોડિયા સમાજમાં  કૂળગોત્ર વ્યવસ્થા જોવા મળે છે. કેટલાક વિદ્વાન અભ્યાસુકો કહે છે કે ધોડિયામાં સો (૧૦૦) થી વધારે કૂળો આવેલા છે. જેવા કે કલમી મહેતા, કાપલી

ગરાસિયા, કુંભારીયા, કુંભાર, કોલા, કોંકણીયા, કેદાર્યા, કોકગરાસિયા, કાળાદેસાઈ, કચલીયા, કોંકણીયા પાંચમુળીયા, કુંભારનાગલીયા, કોંકણગરાસિયા, કુકડીગરાસિયા, કાગોયગરાસિયા, કુથીયા ગરાસિયા, કાચગરાસિયાસ, કણબી, નાનાકોદર્યા, ખરપેડીયા, ખારવી, ખલેડીયા, ખારવા, ગોરવાદેસાઈ, ગરાસિયા, ગાયકવાડ, ગરવી, ગવરી, ગિમતા, ગામતા, ગૌમતા, ગરાસિયા કાપડિ, ગાયકવાડીગરાસિયા, ચીંભડ, ચહધાર્યા, ચૌહાણ, ચૌધરી, ચિકાગરાસિયા, ચૌવલી ગરાસિયા વગેરે.

તેમના સમાજના ગોત્ર તરફ દષ્ટિપાત કરતાં જણાશે કે તેમના પૂર્વજોનું મુખ્ય ગૌત્ર ગરાસિયા. તેથી જ તેમના સમાજમાં પણ ગરાસિયા ગૌત્ર કૂળના અનેક કુટુંબો છે. ગરાસિયા કુળ ગૌત્રોના તે વખતના જુદા જુદા વડીલોએ વ્યવસાય, પોતાની રહેણી કરણી અને કુસંગ આદિના કારણે પણ અલગ જુથો બનાવેલા હોવા જોઈએ. દા.ત. કોઈ વડીલ આગેવાન વાંસફોડાનો ધંધો કરતો હોય તેને ફોડાગરાસિયા કુળ ગણાતું. કોઈ વડીલ કે કુટુંબના આગેવાનો ચોરી લૂંટ કે ધાડ પાડી હોય તેમને ધાડિયાકૂળ ગણાતું. કોઈ પૂર્વજોના વડીલોએ વાઘનો સામનો કરેલો હોય તેવો વાઘીયા ગણાતા. કૂળ ગૌત્રનો અર્થ જ વાઘીયાટોળી કે જૂથ થાય છે.

આ રીતે તેમના સમાજમાં સાહસ, ધંધા, કર્મ પ્રમાણે કુળગોત્રની રચના થયેલી છે. એટલે કે એક જ મા-બાપમાંથી જે વંશ થયો અને જુદા જુદા વિભાગમાં પ્રસરાયો તે એક જ કુળગોત્ર થાય છે.

કુલીનભાઈ પટેલ 'અહા આમું ઘોડિયા' પુસ્તકમાં ૨૪૬(બસો છેતાલીસ) જેટલા ગૌત્રની નોંધ કરે છે. ધોડિયાઓ જુદાં-જુદાં લગભગ પોણાબસોથી ઉપર (શ્રી મોહનભાઈ દળવાઃ ૧૯૭૬) ડો.સિધ્ધરાજ

સોંલકી ૧૯૮૪) કુળોમાં જેવા કે ચટણીચોબડીયા, યહારાયાહીર, ચૌધરી ગરાસિયા, ચલમી ગરાસિયા, ચોબડીયા, ચોખ્ખાભોઈ, છાહઢોડીયા, મોટા બગલાનીયા, જોશીમહેતા, જોશી, જોશીયા, જોતીષ બ્રાહ્મણ, વણઝારીયા, તાટીલાભોઈ, ટીધુરીયા, ઠાકુરીયા, ઠાકોરગરાસિયા, ઠાકોરધનપાતળીયા, ઠાકોર, ડોઈફોળા, ડાંગબળિયા, ડેલકર, ઢબકીયા, તુલસીગરાસિયા, દેવલધારીયા, ધળવી, દેસાઈ, પટેલ, પારઈ, મોડયા, નાંગુડિયા, નાગર, નાનરજપૂત, ધનરૂપા, ધનુપતિ, પ્રધાન, ભોઈ, ભટ્ટ, ભોયા, રાઠોડ, રાવત, વાળાવળો, વાસીકુચી, ધારીયા, અંજારીયા, ઉંચાનાયકા વગેરે કુળ જોવા મળે છે.

**કૂળ -ગોત્ર બહારનો લગ્નનો ખ્યાલઃ**

ધોડિયા જીવનચક્રમાં લગ્ન એ એક અત્યંત મહત્ત્વનો પ્રસંગ ગણાય છે. તેમાં અનેક વિધિઓને ગીત-ગુંફિત કરવામાં આવી છે.

તેઓમાં કુળબર્હિલગ્ન પ્રથા પ્રવર્તે છે. તેથી એક જ કુળમાં લગ્ન થઈ શકતા નથી. તેઓમાં બર્હિલગ્ન પ્રથા નથી.

સામાન્ય રીતે ધોડિયાઓમાં પુખ્ત વયે લગ્ન થાય છે. છોકરાની અઢારેક વર્ષની અને છોકરીની સોળેક વર્ષની પુખ્ત વયે લગ્ન લાયક ગણાય છે. શિક્ષણના પ્રચાર-પ્રસારની સાથે લગ્ન વયમાં વધારો થાય છે.

મારા માહિતીદર્શકના જણાવ્યા પ્રમાણે કેટલાક સ્થળે ધોડિયાઓમાં પહેલાં માં-બાપની સંમતિનાં લગ્ન વિશેષ થતા અને તેમાં છોકરા છોકરીની સંમતિ લેવાતી ન હતી. હવે સામાન્ય રીતે પુખ્ત વયે લગ્ન

થતાં હોવાથી વર કન્યાની સંમતિ લેવાય છે. આ કામ ઘણાંખરા કિસ્સાઓમાં વહટાળિયો(વાતવાળો) કરે છે. વહટાળિયો એ વર-કન્યા પક્ષ વચ્ચેનો મધ્યસ્થી હોય છે. તે ધોડિયા જાતિનો જ હોવો જોઈએ તેવું નથી. સમાજ નજીકના સામાજિક સ્તરવાળી અન્ય કોઈક આદિવાસી જાતિનો તથા હિન્દુ જ્ઞાતિનો તે હોઈ શકે. સામાન્ય રીતે તે સ્ત્રી કે પુરુષ હોઈ શકે. મોટે ભાગે તે આધેડ અથવા ઉપરની વયનો હોય છે.

સામાન્ય રીતે ધોડિયા ધર્મ અનુસાર દીકરો પુખ્ત વયનો થવાં આવતાં તેનો પિતા પોતાના દીકરાને માટે યોગ્ય કન્યાની ભાળ મેળવવા માટે દીકરાના બનેવી, કાકા, મામા, કે ફળિયાના કે ગામના આગેવાનને કહે. આ રીતે કન્યા શોધનાર અને તેની સગાઈનો પ્રસ્તાવ મૂકનાર વહટાળિયો ગણાય. જો આ સગાઈના પ્રસ્તાવ પર વિચારણાં કરવાની કન્યા પક્ષ તૈયારી બતાવે તો વહટાળિયો છોકરો લઈને છોકરીને ત્યાં જોવા જાય. આ રીતે કન્યા જોવા માટે ત્રણ, પાંચ, વગેરે એકી સંખ્યામાં ન જાય પણ બેકી સંખ્યામાં જાય, મતલબ કે બે જણ જઈ શકે, ચાર, આઠ, જણ સુધી જઈ શકે. સામન્ય રીતે ચોથ, છઠ, નોમ, ચૌદશ, આ તિથિએ જતા નથી. તે જ રીતે સામાન્ય રીતે મંગળવારે પણ ન જાય. તે સિવાયના બાકીના કોઈ પણ દિવસે જાય છે.

**વહટાળિયા વિધિ :**

કન્યાને ત્યાં નક્કી કરેલ દિવસે જાય એટલે તેમને આવકાર અપાય. તેઓ બેસે એટલે કન્યા પાણી લઈને આવે વર એ લોટામાં પૈસા નાખે અને પાણી લે પછી તેનાથી મોં ધુએ, ત્યાર બાદ બીજા પણ પાણી

લઈ લોટામાં પૈસા નાખી મોં ધુએ અને પાણી પીવે. વરને એક બાજુ લઈ જઈને વહટાળિયો પૂછે કે, તને કન્યા ગમે છે કે કેમ? જો વર હા પાડે તો વહટાળિયો ઘરમાં જઈને કન્યાને વર ગમે છે કે કેમ તે પૂછીને જાણી લે. કન્યા હા પાડે તો કન્યા ચા લાવીને આપે. વર ઘરે જઈને પોતાની સંમતિની જાણ કરવાનું કહે તો પણ કન્યા ચા આપે.

વર કન્યાની સંમતિની જાણકારી મેળવ્યા બાદ વહટાળિયો, વર કન્યાના પિતા, માતા બંન્નેને મળીને માંગણીનો દિવસ નક્કી કરે. સામન્ય રીતે દિવસ નક્કી કરવામાં પણ આગળ નિર્દેશિત વાર, તિથિ વગેરે અંગેના બધા નિયમો સચવાઈ નિયત દિવસે વરના મામાં, કાકા, ભાઈ, ભાભી, ફળિયાના પડોશી અને ગ્રામજનો બધા મળીને લગભગ પંદરથી વીસ જણાં કન્યાની માંગણી માટે જાય. માંગણી માટે નિયત દિવસે દિવસના ગમે તે ભાગમાં જઈ શકાય. માત્ર સવારે કે સાંજના જ જવું જોઈએ તેવું નથી. તે સમયે પણ ગીત ગાવામાં આવે છે.

**કન્યાને જોવા જાય ત્યારે(પ્રથમ વાર)**

આથામાં બેડાં, કાંખામાં બેડાં, કાંગરિયાળાં બેડાં જો
આમલીયાં થુડે મ્હાંણી ઓઢણી
ચાલા બાહ ને ચાલા આયા કન્યા એહરું જાવ્ના જો...આમલીયા

આથમાં બેડાં, કાંખામાં બેડાં, કાંગરિયાળાં બેડાં જો
ચાલા કાકાં, ચાલા કાકી, કન્યા એહરુ જાવ્ના જો.

**સાઈ વિધિ :**

ફૂલહાર કરવાની વિધિ પહેલાના જમાનામાં અત્યાર કરતાં થોડી જુદી હતી. પહેલાંના જમાનામાં વર પક્ષના કન્યાને ત્યાં જઈ કન્યાને જોઈ આવે અને દારૂ, મરઘાં અને રોટલા સાથે ખાણી-પીણી કરી આવે તે વખતે છોકરા-છોકરીની સગાઈનું નક્કી કરે તેને સાઈ કરી તેમ કહેવામાં આવતું.

કન્યાને ત્યાં પહોંચે એટલે તેમને હાથ પગ ધોવા પાણી આપવામાં આવે, જે લઈને દરેક જણ હાથ પગ ધુએ, ત્યાર બાદ સૌ ખાટલા ઉપર બેસે એટલે એક સ્વચ્છ લોટાથી કન્યાં દરેકને પાણી આપે. આ પાણી લેતી વખતે માંગણીમાં આવેલ દરેક વ્યકિત પાણીના લોટામાં પાંચ, દશ,વીસ, પચીસ અથવા પચાસ પૈસાનો સિક્કો નાખે અને ચા-પાણી પીએ, કેટલાક સારી સ્થિતિવાળા જમાડે પણ ખરા, સામન્ય રીતે જમણમાં રોટલા, શાક હોય, પછી છોકરાને ફુલહાર કરવાનો દિવસ બંન્નેે પક્ષને અનુકૂળ હોય તે રીતે નક્કી કરે.

મારા માહિતીદર્શકના જણાવ્યા પ્રમાણે આ રીતે ફુલહાર કરવાનો દિવસ નક્કી થયા પછી વરને ધોડિયા ભાષામાં 'નવરો' કહેવાય અને કન્યા 'નવરી' ગણાય.






**સગાઈ કરે ત્યારે**

આંગણે આંબો ને આંબલી
તાં વહેતાય, તાં વહેતાય મોરાને મોરલી
જીવણભાય વીંધે વીધે મોરા ને મોરલી
રખે, વીધે, રખે વીધે, મોરા ને મોરલી
એ તે મ્હાણે આંગાણે, મ્હાણે આંગાણે, આંબાને આંબલી.

**વેવાઈ ને વળાવતી વખતનાં ગીતો**

વાવણીઓ વરહાદ તે રીમઝીમ કરે એ રીમઝીમ કરે
નવલો વેવાઈ તો રવ રવ કરે એ રવ રવ કરે
આજના ખાઈ ને કાલે જાંવ કરે એ કાલ જાંવ કરે
વાવણીઓ વરહાદ તે રીમઝીમ કરે એ રીમઝીમ કરે
નવલી વેવાણી તે રવ રવ કરે એ રવ રવ કરે
આજના ખાઈ ને કાલે જાંવ કરે એ કાલ જાંવ કરે






લેરી રા લેરી મ્ણો કેણો બાહો આહે લેરી
લેરી રા લેરી મ્ણો છગાનબોહો આહે લેરી
લાયખા ગજવામાં આથ કાયડી કોથળી ઈ જોડ
છોયડાં કોથળીયા બંધ, તે તો કળહિયામાં લાયખા
તે તો દળીંગ દેઈને બોલ્યા...લેરી રા લેરી

**ફૂલહાર કરવાની વિધિઃ(ચાંદલો) :**

નક્કી કરેલા દિવસે નવરા પક્ષના નવરીને ઘરે પહોંચ્યા પછી હાથ પગ ધોઈને ચા પાણી કરે ત્યાર બાદ નવરીને એક ઓરડામાં કે પરસાળમાં પાટલા ઉપર ઊભા રાખી હાથમાં નારિયેળ આપે, ગળામાં ફુલહાર કરે અને બંન્ને પક્ષની બહેનો ગીતો ગાઈ. તે વખતે કેટલેક સ્થળે બાંડવણી ગીતો પણ ગવાઈ. દહેજ નાંખ્યા પછી પતિની પસંદગીનું ગીત ગવાઈ છે. ત્યાર બાદ ગીતો ગાતા સૌ નવરાના ઘરે પાછા ફરે છે.

**ચાંલ્લો કરે ત્યારે**

ઈ ચાંલ્લો કુંણે ચડાયવો રા મારવણી

ઈ ચાંલ્લો હાંહુએ ચડાયવો રા
હાંહુએ તો ખીજમાં ટંડાયવો રા
બણીયે તો હરખે ચડાયવો રા
ઈ ચાંલ્લો આયલીએ તો હરખે પેરાયવો રા
વોવુંએ તો ઓંહે પેહરી લેધા રા

**લગ્ન નક્કી થયા બાદ સાંજે ગવાતાં ગીતો**

દરિયાને કિનારે તારો ઊગ્યો મોરા રાય
તાપીને કિનારે અજવાળા આવ્યા મોરા રાય
હું ઓ તમને પૂછું મારાં નીરૂબેન
વેગેરા સાસરિયાં કોણે શોધ્યાં મોરા રાય,
બાપાએ શોધ્યાં ને અમે ઝાલ્યાં મોરા રાય
માડીએ પરણાવ્યાં અમે ઝાલ્યાં મોરાં રાય
હું ઓ તમને પૂછું મારાં નીરૂબેન,
વેગેરા સાસરિયાં કોણે શોધ્યાં મોરાં રાય
કાકએ શોધ્યાં ને અમે ઝાલ્યાં મોરાં રાય,

કાકીએ પરણાંવ્યાં અમે પરણશું મોરા રાય
હું ઓ તમને પૂછું મારા નીરૂબે
વેગેરા સાસરિયાં કોણે શોધ્યાંમોરા રાય
ભાઈ એ શોધ્યાં ને અમે ઝાલ્યાં મોરા રાય
ભાભીએ પરણાવ્યાં અમે પરણશું મોરા રાય
દરિયાને કિનારે તારો ઊગ્યો મોરા રાય
તાપીને કિનારે અજવાળાં આવ્યાં મોરા રાય

**નવરી(કન્યા)ના ઘરે સાંજે ગવાત ગીતો**

રૂપિયા નાંયખા છે, સવાત્રીસ
સોના ગેડીયે રૂપિયા
ભાઈ આપણા પિતા એ આપ્યા છે, સવાત્રીસ
સોના ગેડીયે રૂપિયા
છોરી તારા પિતાએ લીધા છે, સવાત્રીસ
સોના ગેડીયે રૂપિયા,,,,રૂપિયા નાંયખા
ભાઈ આપણા પિતા એ આપ્યા છે, સવાત્રીસ

સોના ગેડીયે રૂપિયા
છોરી તારા માતાએ લીધા છે, સવાત્રીસ
સોના ગેડીએ રૂપિયા
છોરી તારા પિતાએ લીધા છે, સવાત્રીસ
સોના ગેડીયે રૂપિયા,,,,રૂપિયા નાંયખા

**ચાંદલો નાંખે ત્યારે ગવાતું ગીત**

દરિયામાં વાવી છે, જળ રે ઝાંઝરીયા
જળ વણવા કોય ના જાય રે ઝાંઝરીયા
જાય મારા બેની એકલા રે ઝાંઝરીયા
આપી છે આપી છે, પિતાને હાથ રે ઝાંઝરીયા
પિતાએ માંડયા છે રુસ રે ઝાંઝરીયા
હવે ના આપીએ પિતાને હાથ રે ઝાંઝરીયા-દરિયામાં
જળ વણવા કોય ના જાય રે ઝાંઝરીયા
જાય મારા બેની એકલા રે ઝાંઝરીયા
વણી છે, વણી છે, બે ચાર કળી રે ઝાંઝરીયા

માતાએ તો માંડયા છે, રુસ રે ઝાંઝરીયા
હવે ના આપીએ માતાના હાથ રે ઝાંઝરીયા-દરિયા

**દહેજ ની રીત :**

દહેજ નાખીને પરત થયા પછી સાંજે તેમ જ વહેલી સવારે પણ વર અને કન્યાના ઘરે ગીતો ગવાય છે. દહેજ નંખાય પછી સળંગ પાંચ દિવસ ગીતો ગવાય છે પણ જો પંદરેક દિવસ પછી હોય તો લગભગ દરરોજ ગીતો ગવાય છે.

**દેજ નાંખ્યા પછી ગવાતું ગીત**

લીલી ઘોડી, પીંજરો ચાપ, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી કહે ણા હેરામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી કાકા ઓરેવામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી વલહાડ હેરામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
તીતે પાઘડી ઓરેવા જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી કહે ણા હેરામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી હુરેત હેરામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા

તીતે જામાં ઓરેવા જાય, મ્હાણા લેરિયા રા દરજીડા

**પોશાક અંગેનું ગીત**

રૂપિયા રા તું કેણા જાય ઘરે
રૂપિયા રા તું વાણી ઘરે જાય
વાણી રા માઁ કફની હીવી ઓફ
એક કફની મોટી ઓફ ને
દુહરી કફની આયતી ઓફ
ને ઉપ્પાર કાંય દુહરા થવી ઓફ
રૂપિયા રા તું કેણા ઘરે જાય
વાણી રા માઁ બંડી હીવી ઓફ
એક બંડી મોટી ઓફ ને
દુહરી બંડી આયતી ઓફ
તેણા ઉપ્રપાર દુહરા થવી ઓફ

**વાટીનું ગીત**

મ્હાણે માંડવ ભરિયેલા ગાજે, ઘુઘરીઆળી વીંટી
કહેણી ઘુઘરિયાળી વીંટી વાજે, ઘુઘરીઆળી વીંટી
ઈ વીંટી ઘડી આય, નવલા હોનાઈ, ઘુઘરીઆળી વીંટી
ઈ વીંટી કોણ પોવે રા વીંટી, ઘુઘરીઆળી વીંટી
ઈ વીંટી મ્હાણો માંડાવ ભરિયલા ગાજે, ઘુઘરીઆળી વીંટી
મનુભાયો ઈ કારણ, રમેવા નાંય જાય, ઘુઘરીઆળી વીંટી
તેણી હાહુ બઉ લુચ્ચી કંઈ, ઘુઘરીઆળી વીંટી
મ્હાણે માંડાવ ભરિયેલા ગાજે, ઘુઘરીઆળી વીંટી
ઈ વીંટી ખચીને ખોરડે લેઈ રા, ઘુઘરીઆળી વીંટી
મ્હાણે માંડાવ ભરિયેલા ગાજે, ઘુઘરીઆળી વીંટી

**કપડાં અંગેનું ગીત**

વાણે આઈવાં રે એ મલબારેના વાણો,
કે ખૂઈચાં રે મૈયરની વાટે,

બાપા મોરા રે હું તો કંઈ ન માગું
એ મલબારેનાં વાણો,
કે માગું રે એક જ ધોતીની જોડ,
એ મલબારેનાં વાણો,
છોકરા મોરાં રે, આવજે રે વલહાડને ઝાંપે કે
એ મલબારેનાં વાણો,
ઓરશું રે એક ધોતીની જોડ,
એ મલબારેનાં વાણો,

**લગ્ન કઢાવ્યાં પછી ગવાતાં ગીત**

શંકરભાયો- પટેલ
વજીર ભાયો કચેરી
ગમાનભાયો ફળિયાયો રીરનારો
ફૂલામાની વાજળી કેણે ભાયે અજવાળી
મોઠી વહું પટલાણ
વચલી વહું કચેરી

આવતી વહું ફળિયાયી રીરનારી
ફૂલામાની વીજળી કેણે ભાયે અજવાળી
ફૂલામાની વીજળી મગનભાયાએ અજવાળી

**નોતરાની વિધિ :**

નવરા-નવરીના વડીલો મળીને બ્રાહ્મણ પાસે લગ્નની તિથિ નક્કી કરે. ત્યાર બાદ ધોડિયાઓમાં હવે કંકોત્રી છપાઈ છે. તે છપાયા પછી કંકોત્રીને લગતા ગીતો ગાય છે. કંકોત્રીના ગીતોની સાંજે જ નોતરણનાં ગીતો ગવાઈ છે. પછી ભાત ભરડાવવા માટે લઈ જાય છે. ઘરે સ્ત્રીઓ હળદરને લગતા ગીતો ગાંતા ગાતા હળદર વાટે છે.

અગાઉ હળદર અને ચોખા મિશ્ર કરવાની વિધિ સ્ત્રીઓ કરતી તેને 'વાણ નાંખવાની'વિધિ તરીકે ઓળખવામાં આવતી. સગા સંબંધીઓને લગ્નમાં આમંત્રણ આપવાની નિશાની રૂપે સગાંસંબંધીના બારણાની આગળ હળદર રંગેલા ચોખા મૂકવામાં આવતા. આવા ચોખા લઈને નવરા કે નવરીની બહેનના ઘરે તેમ જ ગામ કે ફળિયામાં સારા સંબંધો હોય તેવા દરેક ઘરે અને સગાંને ત્યાં સામાન્ય રીતે સૌભાગ્યવતી સ્ત્રીઓ જઈને ચોખા મૂકતી. તે વખતે આગેવાન ઘરે તેમને દારૂ કે તાડી પીવડાવતા હતા.

હળદર વટાઈ ગયા પછી બીજા દિવસે લગ્નમાં જમણ માટેના ચોખા ભરડીને લાવ્યા હોય તેને સાફ કરવા ગામમાંથી સ્ત્રીઓ આવે છે. તે વખતે ચોખા સાફ કરતી જાય અને ગીતો ગાતી જાય.

**નોતરણનું ગીત**

આંગણે બીજોરી બારણે ટીટોરી
જાજે રે ભમરા નોતરણ
ગામેનું નામ છે. શેરીમાળ રે ભમરા
ફૂઈનું નામ છે, કમળા રે ભમરા,
તીને જ બારણે જાજે ભમરા
કમળા રે ફૂઈ તું વેલેરી આવાજે રે ભમરા,
વેલ જોડી વેલે બેસીને આવજે રે ભમરા,

**પીઠી ચોળવાની વિધિ :**

નવરો અને નવરીને ઘરના વડીલ અથવા પિતા કે મામા સૌથી પહેલાં એક વખત પીઠી ચોળે અને તે વખતે ગીતો ગાવામાં આવે. ત્યાર બાદ નવરા નવરીને ઉઠાડવામાં આવે નવડાવવા માટે નવરા નવરીની બહેન ભાભી લઈ જાય અને નવડાવે ત્યારે પણ ગીતો ગવાય. નવડાવ્યા પછી નવરા-નવરીના પિતા કે વડીલ વ્યકિતએ ઘરની પરસાળમાં જયાં પીઠી લગાવી હોય, ત્યાં લાવવામાં આવે અને વરની ભાભી બહેન ફરીને પીઠી ચોળે તે વખતે પણ ગીતો ગવાય. આ રીતે નવરા-નવરી ને પહેલાંનાં જમાનામાં તેની ભાભી બહેન પાંચ સાત દિવસ પીઠી ચોળતી.

જયારે અત્યારે ત્રણ કે પાંચ દિવસ પીઠી ચોળવામાં આવે છે. નવરા-નવરીને એક જ સમયે પીઠી લગાડવામાં આવતી નથી. નવરાને જો સવારે ચોળવામાં આવે તો નવરીને સાંજે ચોળે છે. નવરાને હંમેશા પીઠી પહેલાં ચોળાય છે. નવરાને ત્યાંથી જ પીઠી નવરીને ત્યાં જાય. નવરાને ત્યાં જે પીઠી લગાવવાની હોય તેમાંથી નવરીને પીઠી જાય તેવું નથી. નવરા-નવરીની પીઠી નવરીને ત્યાંથી જ મેળવી લેવાય છે. આવી પીઠી પહેલાંનાં જમાનામાં હળદર અને પાણીના મિશ્રણથી લગાવતી. અત્યારે હળદરને તેલના મિશ્રણથી લગાવાતી હતી. આવી પીઠી અત્યારે જો પાંચ દિવસ લગાવવાના હોય તો માત્ર સવારે સામાન્ય રીતે અગિયારની આસપાસ લગાવાઈ છે. જો ત્રણ દિવસ લગાવવાની હોય તો સવારે લગભગ નવેકના સુમારે અને સાંજે લગભગ આઠેક વાગ્યા પછી લગાવાઈ છે.

**હળદર વાટે ત્યારે**

ઉંચા તે ડોગોર, નીચવા તે આટ
તાઓ તે ભરાય, કાછીડીને આટ
અળદુ તે ઉતી, પુણ મોંઘેરી બો
રૂપિયા તે લેધા વીહ ને દહ
આજુ તે મ્હાણા દલરે વીરા
મોંઘી તે મોંઘી પુણ મોલ ખરસી લેઉ

**સ્નાન વિધિવેળા**

ઉનાળાનાં ઉનાં તાઢાં પાણી રે
એક મેરે બેસીને નાજો રે
સસરાની લાજ નખે રાખો રે
એક મેરે બેસીને નાજો રે
ઉનાંળાનાં તાઢાં પાણી રે
સાસુની લાજ નખે રાખતાં રે
એક મેરે બેસીને નાજો રે
ઉનાળાનાં ઉનાં તાઢાં પાણી રે

**પીઠી વેળાએ**

કાચી ઘાણીનાં કાચાં તેલો રે ભમ્મરિયા, ?
બેન તને કોણ ચડાવે કાચાં તેલો રે ભમ્મરિયા ?
કાચી ઘાણીની કાચી અરદ રે ભમ્મરિયા ?
બેન તને ફોઈ ચડાવે કાચી અરદ રે ભમ્મરિયા ?

**પીઠી ચોળે ત્યારે**

ગાંવામાં વસાઈ વો ઘાંચીડો વનમાળીડાં
તેલાની તિયારી રાખાવજા વનમાળીડાં
ચપડે ઘોંડે ભાયા જોજી, વનમાળીડાં
ગાંવામાં વસાઈ વો કાછીડો વનમાળીડાં
અળદાયી તિયારી રાખાવજા વનમાળીડાં

**પીઠી ચોળ્યા પછી વરને ઉઠાડતી વખતે**

શોરા લાલ ટીડરીઓ વાટકડો
શોરા ધૂમાટ ઘાલીને બહાયડો
અવે તુષ્ણા બાવાયો વિચાર
વિચાર કધો ને મોહ માંડયો
શોરા લાલ ટીડરીઓ વાટકડો
શોરા ધૂમાટ ઘાલીને બહાયડો
અવે તુણી આયલીયો વિચાર

વિચાર કધો ને વેહ માંયડો

**હળદર લગાવતી વખતે**

વાંસળી તો વગડાવું ઝીણા રાગની રે જાણે
મંદિરમાં સંભળાવું
ચાંદલો તો પેરાવું સમી સાંજનો રે જાણે
સવારમાં દેખડાવું રે,
લેલે તો, પેરાવું સમી સાંજનો રે જાણે
સવારમાં દેખડાવું રે,
પીઠી તો પેરાવું સમી સાંજના રે જાણે
સવારમાં દેખડાવું રે,

**ઘાણ નાખે ત્યારે**

માણેક છડાય ને મોતી જ દળાય,
કમુંબેન તારા વેવાજ માંડાયા ને વેવાજ ખવાયા.
એ ડોશી શું રે જોવા આવેલી તારે મારે મક્ષે કાઢેલી?

એ ડોશી ડોસો જોવા આવેલી તારે મારે મશ્કે કાઢેલી,
અમારો ડોસો નહિ રે પરવાળો તારે મારે મશ્કે કાઢેલી.
એ લોંઠી લોઠો જોવા આવેલી, તારે મારે મસ્કે કાઢેલી,
એ મારે લોકો નહિ રે પરવાળો તારે મારે મશ્કે કાઢેલી.

**પીઠી ધોતાં**

મારો ભાઈ નાય તો તાપીનાં પાણી રે ભમરા,
નવી વહું નાય તો કતોડેનાં પાણી રે ભમરા,
મારો ભાઈ નાય તો દૂધ ને દહીં રે ભમરા,
નવી વહું નાય તો રાખ ને દિવેલ રે ભમરા,
મારો ભાઈ નાય તો કૂવાનાં પાણી રે ભમરા,
નવી વહું નાય તો માંદણનાં પાણી રે ભણરા,

**ઘાણ ભરતી વેળાએ**

કાપલિયાં બે સેદૂરિયાં બે મોટે દરિયે લોબન વધાવ,
મોટે દરિયે લોબન વધાવ,

કાપરિયાં બે ચાખલિયા મ માટ દરિયે લાખન વવાય,
માણેક છડયા ને મોતી જ છડાયા
હંસાબેન તારા વેવા જ માંડયા.
વેવાજ ખોડાયા ને વેવાજ માંડયા
હંસાબેન તારાં લગ્નન લેવાયાં.

**વરઘોડા વખતે ગવાતું ગીત**

કયા દેસાઈ નો વરઘોડો રે નવલખ લોઢણી
એ તો ઠાકોર દેસાઈ નો વરઘોડો રે નવલખ લોઢણી
કઈ ભંગજણની જાન રે નવલખ લોઢણી
એ તો લલિતા ભંગજણની જાન રે નવલખ લોઢણી
કયા દેસાઈ નો વરઘોડો રે નવલખ લોઢણી,

**પીઠીવાળાં વર કન્યાને સ્નાન કરાવતી વખતે**

તાપીના તાતો પાણી રે
એ પાણીએ પુષ્પાબેનીને નવડાવો રે

તાપીના તાતો પાણી રે
એ પાણીએ પીઠી ધોઈ કાઢો રે
એ પાણીએ તાંબાકૂંડીઓ ભરો રે
તાંબાકૂંડીમાં પુષ્પાબેનીને બેસાડો રે

**પીઠી ચોળતી વખતે ગવાતું ગીત**

એ રંગ મારા કયાં શહેરમાં વેચાય રે રાજ રે
રંગ મારો મોઘેરિઓ,
એ રંગ મારા સુરત શેરમાં વેચાય રે રાજ રે
રંગ મારો મોંઘેરીઓ,
એ રંગ મારો કેમ પાશેર મળે રે રાજ રે
રંગ મારો મોઘેરિઓ,
એ રંગ મારો પાવલે પાશેર મળે રે રાજ રે
રંગ મારો મોઘેરિઓ,
એ રંગ મારાં લક્ષ્મીબેનને ચઢે રે રાજ રે
રંગ મારો મોઘેરિઓ,

**પીઠી ચોળતી વખતનાં ગીત**

ઓ રંગ માણો કેણા શેરમાં વેચાય એ રંગ
રંગ માણો મોઘેરો
ઓ રંગ માણો વલસાડ શરેમાં વેચાય એ રંગ
રંગ માણો મોઘેરા
રંગ માણો પાવલે પાંચશરે વેચાય એ રંગ
રંગ માણો મોઘેરા
ઓ રંગ માણો કૈલાસબાઈને ચઢે એ રંગ
રંગ માણો મોઘેરા
એ રંગથી માણી કૈલાસબાઈ રૂપાળી દેખાએ રંગ
રંગ માણો મોઘેરો,,,

**મંડપ/થાંભલીની વિધિ :**

પરંપરાગત પ્રમાણે થાંભલાની વિધિ કરે છે. જો છ થાંભલીનો મંડપ હોય તો તેની પાંચ થાંભલી કોઈ પણ ઝાડની હોઈ શકે પણ એક થાંભલી જે પહેલાં ખાડો ખોદીને વિધિપૂર્વક બેસાડવામાં આવે તે સાગની હોવી જોઈએ. આ થાંભલીઓ રોપતી વખતે બે પરણેલા અને બે કુંવારા મળીને થાંભલી બેસાડવા માટે

જે ખાડો ખોધ્યો હોય તેમાં સાત જાતના પીલા દરાઈ બોર, બાવળ વગેરે દૂધ અને પાણી રેડીને તથા એક, બે, પાંચ કે દસ, પૈસાનો સિક્કો નાખે અને ત્યાર બાદ થાંભલી બેસાડે. પછીથી પાંચ થાંભલી કોઈ પણ બેસાડી શકે. જો ઘરની આસપાસ વૃક્ષો ન હોય તો છાંયા માટે આઠેક થાભલીનો મંડપ બંધાય. વૃક્ષનો છાંયો હોય તો છ થાભલીનો પણ ચાલે. આ થાભલી નંખાતી હોય અને મંડપ તૈયાર થતો હોય ત્યારે સ્ત્રીઓ ગીતો ગાય. મંડપ તૈયાર થયા પછી બ્રાહ્મણ ગ્રહશાંતી માટે આવેલો હોય જેથી સ્ત્રીઓ ગીતો ગાતા માટી લાવે પાણી લઈ આવે અને બ્રાહ્મણ ચોરી તૈયાર કરે ત્યારે ગીતો ગવાઈ. ચોરી પર હોમ કરવામાં આવે. તેમાં એક નારિયેળ અને સાત જાતનાં નાનાં નાનાં દાતણ અને ઘી તેમજ છાંણાં નાખે છે. આ વિધિ નવરી યા નવરાનાં મા બાપે કરવાની હોય છે. જો નવરીનાં મા-બાપ ન હોય તો તેનાં મોટા ભાઈ-ભાભી બેસે છે. આમાં નવરા નવરીના બાપ, મોટા ભાઈ આ વિધિ કરતા હોય ત્યારે અનુક્રમે મા, ભાભીએ તેમના પતિના હાથ પગને સ્પર્શ કરી રાખવાનો હોય છે. આ વખતે ચોરી ને લગતાં ગીતો ગવાય છે. ત્યાર બાદ આખો દિવસ મંડપને લગતાં ગીતો ગવાય છે.

**મંડપ મુર્હૂત વખતે**

બેની ડોગોરમાંથા હાંયકા ગાડાં આવે રા લખું લીલી
બેની બળદિયો તરહેલો ઉવે રા  લખું લીલી
બેની નારી ભાંગી બળદા પાણી પાવો રા લખું લીલી

બેની ડોગોરમાંથા હાંયકા ગાડાં આવે રા લખું લીલી
બેની બળદિયા વાડી નાદરવેલા ચારો લાખા રા લખું લીલી

**મંડપના થાંભલા માટે ખાળો ખોદે તેનું ગીત**

ગાંડાભાયાયો માંડાવડે નેતરે છાંયો
ભાપાયો છાયેલો માંડાવ, મોગરે છાયો માંડાવ હોભે
ભાયાયે માંડાવ કેણો બાવો આવે, કેણી આઈ આવે
ભાયાયે માંડાવ વજીરભાયો આવે, તેણી આઈ આવે.

**મંડપના દિવસે**

ઢોલી વગારનો, ઢોલી વગારનો ભાયાયો માંડાવ હુનો રા
ઢોલી આવે તેહ ઢોલી આવે તેહ ભાયાયો માંડાવ હોભે રા
તુરા વગારનો, તુરા વગારનો,ભાયાયો માંડાવ હુનો રા
તુરા આવે તેહ તુરા આવે તેહ ભાયાયો માંડાવ હોભે રા
મામા વગરનો, મામા વગરનો ભાયાયો માંડાવ હુના રા
મામા આવે તેહ મામા આવે તેહ, ભાયાયો માંડાવ હોભે રા

ચોરી વગરનો, ચોરી વગરનો, ભાયાયો માંડાવ હુનો રા
ચોરી થાપે તેહ, ચોરી થાપે તેહ, ભાયાયો માંડાવ હોભે રા
બામણ વગરનો, બામણ વગરનો, ભાયાયો માંડાવ હુનો રા
બામણ આવે તેહ, બામણ આવે તેહ, ભાયાયો માંડાવ હોભે રા
માણહે વગારનો, માણહે વગરનો, ભાયાયે માંડાવ હુનો રા
માણહે  આવે તેહ, માણહે આવે તેહ, ભાયાયો માંડાવ હોભે રા

**માંયરામાં પરવા બેસે તે વખતે**

બાપા પરણાવે પરણી જાવો નયનાબેન
નાદાન પઈડાં રે ગુજરાત,
માડી પરણાવે પરણી જાવો નયનાબેન
નાદાન પઈડાં રે ગુજરાત
ભાઈ પરણાવે પરણી જાવો રે નયનાબેન
નાદાન પઈડાં રે ગુજરાત
મામા પરણાવે પરણી જાવો નયનાબેન
નાદાન પઈડાં રે ગુજરાત

મામી પરણાવે પરણી જાવો નયનાબેન,
નાદાન પઈડાં રે ગુજરાત

**મંડપમાં તોરણ બાંધવાની વિધિ :**

ગામમાંથી હરિજન, ભંગી, નાયકા આંબાના ડાળખા વડે પાનનું તોરણ તૈયાર કરીને લઈ આવી. તે મંડપ આગળ મૂકે છે. તોરણને નવરા-નવરીની બહેન કે ભાભી ચોખાથી વધાવે છે. કેટલેક સ્થળે તોરણને નચાવે પણ છે. આમ ચોખા બે હાથથી તોરણ પર નાખે અને જમીન ઉપર નીચા નમીને પગે પડી ચોખા નાખીને વધાવે છે. ત્યાર બાદ તે તોરણને મંડપના આગળના ભાગમાં જયાં નવરા-નવરીને સ્નાન કરાવે છે. ત્યાં મંડપના સામેના ભાગમાં બે વાંસ રોપીને બાંધે છે. તે વખતે સ્ત્રીઓ મંડપને આંબાના પાદડાં બાંધી શણગારે છે. તેને લગતાં ગીતો ગવાય છે. બધાં જ સગાંસંબંઘી તેમ જ ફળિયાની વ્યકિતઓને જમવા બેસાડે છે.

**મંડપના તોરણ વધાવે-બાંધે ત્યારે**

મોળા ઈરયાયા પાન વધાવજા રા
ચોખલિયે કાંય પાતલિયે રા
હેકુરિયે કાંય ચોખલિયે રા

તુરિયે કાંય ભાણકીયે  રા
વેવાણી કાંય પાતલિયે રા

**ઉંડા બનાવવાની વિધિ :**

ઘણાખરા સગાંસંબધીઓ મંડપના દિવસે વરને ત્યાં આવી જાય છે. તેથી સગાંવ્હાલની રસોઈ પણ સાંજે થાય છે. ઉંડા એ ચોખાના લોટમાંથી બનતી એક વાનગી છે. આ વાનગીમાં ચોખાના લોટમાં ગોળનું પાણી નાખીને, મસળીને ગોળ લાડું બનાવે છે. માટીના માટલામાં નીચે પાણી રહે અને તેના પર ખજૂરીનાં છટિયાં રહે તે રીતે મૂકીને ચૂલો સળગાવી ચઢાવવામાં આવે છે. આ ઉંડાની વાનગીના ગોળ લાડુ બનાવતી વખતે ઉંડાને લગતાં ગીતો પહેલાં ગાવામાં આવતા હતા. હવે આ વાનગી બનાવતા નથી.

**ઉંડા બનાવે ત્યારે**

મેં તે ઓટોલે જ કૂકડી ઢાંયપી
મેં તે દેવલા જ ગોવાળિયો રાયખો
તો તે ખૂબો જ ચાટો દેહું
મેં તે ઓટોલે જ કૂકડી ઢાંયપી
તો તે કૂકડી જ લેઈને નાઠો

કૂકડી ઉંડા અહારી જ ખાતો
મેં તે ઓટોલે જ કૂકડી ઢાંયપી

**ઉંડા ઉડાડતી વખતે**

શેર બાજરીના તેર લાડુલા ઘડયા રે માં,.
ઝરમણિયાય, ?
તેરમાંથી એક લાડુલો ચોરાયોરે માં
ઝરમણિયા,
તે તો મેં ડાબે ખોળે નાખ્યો રે માં
ઝરમણિયા,
તે તો મેં પાણી જતાં આધારે માં
ઝરમણિયાં.

**જમવા બેસતાં**

બાર વાડીનાં વેંગણ ખાધાં
તેર વાડીનાં તરબૂચ ખાધા,

તોય તે કાંતિ નાય ધરાય,
બાર મણનાં ચોખા રાંધ્યા,
તેર મણનું શાક કર્યું,
તોયે તે કાંતિ નાય ધરાય,
બાર જોડ તો ઉંટડા જોડયા
તેર જોડના પાડા જોડયાં
તોય તે કાંતિ નાય ગહલાય.

**મોસાળાની વિધિ :**

મામા મોસાળું લાવે છે. ત્યારે સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી આવે છે. તે વખતે નવરા-નવરીનાં અન્ય સગાસંબધીઓ ગીતો ગાતા ગાતા સામે લેવા માટે જાય છે. જયાં સામે લેવા જાય ત્યાં મામેરામાં જેટલી સંખ્યા આવી હોય તેને ચા, દારૂ પાઈ અને ગીતો ગાતા ગાતાં મંડપ સુધી લઈ આવે છે. જે નવરાને પીઠી લગાવતા હોય, નવરા નવરીની માં, મામા-મામી બંન્નેના પગ પહેલાં પાણીથી ધુવે છે. આ વિધિમાં પહેલાં તે સાથે આવેલી બીજી બહેનો પાસેથી ખોબા ભરીને પાણી લે અને પગે રેંડે તેનાથી પગ ધુએ. તે રીતે જ દૂધથી ધોવામાં આવે ત્યારે બદાને ચાંલ્લો કરાવે. આ વિધિ પહેલા મામા-મામીને થાય. પછી નવરા-

નવરી, મામા-મામીને ચાંલ્લો કરે. જે રીત કરતા હોય તે કપડાં લે અને પછી આ કપડાંને એક ટોપલાંમાં મૂકીને એક કુંમારિકા અને રીત કરનાર બંન્ને નાચે તે વખતે તૂર વગાડે છે. પહેલાં રીત કરનારના માથે ટોપલો હોય અને કુંમારિકાના માથે દીવા, ચોખા, કંકુની થાળી હોય અને ત્યાર બાદ અદલા-બદલી કરવામાં આવે અને ફરીને નાચવામાં આવે આવી રીતે ચાર વાર કરવામાં આવે. આ નૃત્ય મહદઅંશે વર્તુળાકાર હોય જ છે. નાચવામાં પગ અમુક જ ખાસ તાલમાં પડે. ત્યાર બાદ આ વસ્ત્રો ઘરમાં મૂકવામાં આવે. પહેલાં ચોખાની જગ્યાએ ઉંડા રાખવામાં આવતા અને તેને નચાવવામાં આવતા અને તે વખતે ગીતો ગવાતાં.

નવરા નવરીને પીઠી લગાડવામાં આવે. નવરા નવરીનો બનેવી પીઠી લગાડતા હોય ત્યાંથી બહાર લાવે અને પોતાની ખાંધ પર બેસાડીને નચાવે બીજા બનેવી તેમ જ મિત્રો પણ નચાવે, તે વખતે તુર અને થાળી વગાડવામાં આવે અત્યારે કેટલેક સ્થળે બેન્ડ વાજા પણ પ્રવેશી ચૂકયાં છે.

સ્ત્રીઓ અને પુરુષો ખાસ કરીને જુવાનિયાં નાચતા જઈને ઉનાઈ માતાનું ગીત ગાય છે. જયારે કેટલાક ઝેરીયા ગાય છે. આ સંચયમાં આમાંના કેટલાક ગીતોનો લગ્ન અને હોળીના તહેવાર, લગ્ન વખતે નાંચવા માટે ગવાતા ગીતો તરીકે પણ નિર્દેશ કરવામાં આવ્યો છે. આવા ગીતો ગાયા પછી અને નાચ્યા પછી મોડી રાતે સૌ સૂઈ જાય છે. તેના પહેલાં જો નવરા-નવરીનો બનેવી નજીકનાં સગાં જો સૂઈ ગયાં હોય તો એમને અનુલક્ષીને ઉંઘ ઉડાડવાના ગીતો ગવાઈ છે.

**મામેરું લાવે ત્યારે**

હેરીએ વાગે ઘૂઘરાને પુણ લાવે મોહાળું
મોહાળામાં અહેરે તો મામા લાવે મોહાળુ
હેરીએ વાગે ઘૂઘરાને કુણ લાવે મોહાળુંઅ
મોહાળામાં અહેરે તો મામા લાવે મોહાળું

**વરરાજાને /જાન તૈયાર કરવાની વિધિ :**

બીજા દિવસે સવારે સ્ત્રીઓ વહેલી ઊઠીને પરોઢિયાનાં ગીતો ગાય છે. સામાન્ય રીતે દિવસ ચઢે ત્યારે ગરમ પાણીથી નવરાને નવડાવવામાં આવે છે. તે સમયે પણ ગીતો ગવાય છે. જેને પીઠી ધોતાં ગવાતાં ગીતો કહેવાય છે. જો રસોઈ તૈયાર થઈ હોય તો સૌ જમી લે છે. નવરાને કપડાં પહેરાવીને તૈયાર કરે છે. પહેલાંના જમાનામાં ધોતી, ખમીશ અને ફેટો બાંધવામાં આવતો. આજે પેન્ટ, શર્ટ અને ટોપી પહેરાવે છે. તે સમયે પોશાક અંગેનું ગીત ગવાય છે. ગળામાં હાર પહેરાવી અને હાથમાં નાળિયેર આપે છે. ત્યાર બાદ નવરો પરસાળમાં તેના મા બાપને પગે પડવા માટે જાય છે. તેમને પગે પડયા પછી જો વરઘોડો કાઢવાનો હોય તો તેને ઘોડા પર બેસાડવામાં આવે છે. તે સમયે વરઘોડાનાં ગીતો ગવાઈ. અહીં પણ કેટલીક વાર બહું વિશિષ્ટ આદાન પ્રદાન થતું રહે છે. વરઘોડા માટેના ઘોડાના ભાડાના પૈસા સામાન્ય રીતે નવરાના મિત્રો આપતાં હોય છે. કોઈક વાર પિતા પણ શોખ તરીકે આ ખર્ચ ઉપાડતો હોય છે. નવરાને ઘોડા પર બેસાડીને ગામમાં ફળિયાના છેડા સુધી લઈ જવામાં આવે છે ત્યારે બાકીના બધા ચાલતા જાય છે. સ્ત્રીઓ

ગીતો ગાતી જાય છે. ગામમાં ફળિયાને ગોંદરે નવરા માટે ખાસ તૈયાર કરવામાં આવેલા બળદગાડામાં બેસાડે છે. તેની સાથે જે સ્ત્રીઓ બેસે છે. બીજી સ્ત્રીઓ ગીતો ગાય છે. બીજા ગાડાંમાં મુખ્યત્વે સ્ત્રીઓ, બાળકો તેમજ વડીલો બેસે છે. જુવાનિયા ચાલતાં અથવા સાઈકલ પર જતા હતા, હવે તો જાનમાં સૌ સાથે બસમાં ટ્રક, ટ્રેકટરમાં જાય છે. તે વખતે સ્ત્રીઓનાં ગીતોની રમઝટ જામતી હોય છે.

જાન જાય ત્યારે રસ્તે જો નદી આવે તો તેને લગતાં ગીતો ગવાય છે. નવરીના ઘરની નજીક જાન પહોંચે ત્યારે તેને લગતાં ખાસ ગીતો ગાવામાં આવે છે. જાન આવે ત્યારે નવરી પક્ષની સ્ત્રીઓ પણ ગીતો ગાઈ છે.

પહેલાં નવરીની જાન જતી ત્યારે નવરાને ત્યાં પહોંચતી વખતે ગવાતાં કેટલાંક ગીતો મળ્યાં છે. તેનો પણ આ સંચયમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

નવરાને ઉતારો આપવામાં આવે ત્યારે નવરા પક્ષની સ્ત્રીઓ ફરિયાદ ગીત ગાય અને તે વખતે નવરી પક્ષની આગતાસ્વાગત દોષ નિર્દેશ કરતાં ગીતો નવરા પક્ષની સ્ત્રીઓ ગાય છે. નવરી પક્ષની સ્ત્રીઓ પણ પ્રત્યુત્તરદર્શક ગીતો ગાય. નવરા પક્ષની સ્ત્રીઓ પોતે સાથે લાવેલાં નવરી માટેનાં કપડાં અને ઘરેણાંના ગુણદર્શન કરાવતાં અતિશયોકિતસભર ગીતો ગાતાં નવરીને ત્યાં જાય અને ત્યાં નવરી પક્ષને નવરીએ લગ્ન વિધિ વખતે પહેરવાનાં કપડાં ઘરેણાં આપે અને તે સમયે નવરીને જલદી તૈયાર કરવા માટેનાં ગીતો નવરા પક્ષની સ્ત્રીઓ કપડાં કે ઘરેણાં અંગેના દોષ નિર્દેશ કરતાં ગીતો ગાય છે.

**જાન જાય ત્યારે**

ભાયાયી ધોતી ઊહની રા હવાલાખાયી
પોવજા પોવજા રા હાહરિયામાં
પોવજા રા મગાનભાયા
આપું જાઉ તાહું નવર્યાં જીતવા
ભાયાયા વ્હાણાંયાં ઊનારા હવાલાખાયા
પોવજા પોવજા રા હાહરિયાંમાં
આપું જાઉ તાહું નવરિયા જીતવાં
બણીયીઈ હાડી ઊનીરા હવાલાખાઈ
પોવજા પોવજા રા હાહરિયાંમાં
પોવજે રા જશોદાબણી
આપું જાઉ તાહુંન્વરો જીતવા
બણીયાં પંજા ઊના રા હવીલાખાયા
પોવજા પોવજા રા જશોદાબણી
આપું જાઉ તાહું ન્હવરો જીતવા

**જાન નીકળે ત્યારે ગવાતું ગીત**

ભાઈ તૂણો ઉજળો ઘોડો રા પીળો ચાબકો
ભાઈ તૂણી જાનીમાં કુણ કુણ આવેરાં...ભાઈ
ભાઈ તૂણી જાનીમાં બાપો... માડી આવેરા ભાઈ
ભાઈ તૂણી ઉજળો ઘોડો રા પીળો ચાબકો
ભાઈ તૂણી જાનીમાં ભાઈ- ભોજાઈ આવેરા...ભાઈ
ભાઈ તૂણી જાનીમાં મામો-મામી આવેરા...ભાઈ
ભાઈ તૂણી ઉજળો ઘોડો રા પીળો ચાબકો
ભાઈ તૂણી જાનમાં બાઈ-ભાવલો આવેરા...ભાઈ

**જાન જાય અને રસ્તામાં નદી આવે ત્યારે**

ખાડીયાયા જળદેવ હુએ કા જગે રા
જાગ્નેલો ઉઈ તો પરદેશી જાન ઉતારી મેલ
ખાડીયાયા તરીયા હુએ કા જાગેરા
જાગ્નેલો ઉઈ તો પરદેસી જાન ઉતારી મેલ

અરધી રાતીહના ભાયો છડુના છડવાડી
નાંયમાંય છડી તે ભાયો, મુહળાયોગોદો લી
અરધી રાતીહના ભાયો દળુના દળવાડી
નાંયમાય દળએ તે ભાયો ઘંટીયો ખૂટો લી
અરધી રાતીહના ભાયો રોટલી હેકવાડી
નાંયમાય હેકી તે ભાયો, ચીપટાયો ગોદો લી
નાંયમાંય હેકી તે ભાયો, રાંધણ રાંધવાડી
અરધી રાતીહના ભાયો, રાંધણ રાંધણવાડી
નાંયમાય રાંધી તે ભઆયો ચાટવાયો ગોદો લી

**પરણવા જતી વેળા.**

ફરતી ફિરંગીની ફોજ રે,
મનુબેન પરણીને વેલા પધારજો રે ?
વહેવલ મોટેરું ગામ રે, મનુંબેન, બધી ફેશન હવે
ચાલશે રે?
વાંસદા નાનેરું ગામ રે, મનુબેન, બધી ફેશન હવે

છોડજો રે?.
મરૂજી મરૂજી મારી જાનો કોણ લોકે ઘેરી રે
આવ ઝીણા મરૂજી
મરૂજી મરૂજી મારી જાનો કોણ દેવ લોકે ઘેરી રે,
આવ ઝીણા મરૂજી
મરૂજી મરૂજી મારી જાનો, દેવ લોકોને પાન સોપારી
આલો રે ઝીણા મરૂજી?.
મરૂજી મરૂજી ગામ લોકોને પાન સોપારી આલો રે

**કન્યાની જાન વરને ત્યાં પહોંચે ત્યારે.**

મેં તો દેસાઈ ઘરના જાણ્યા રે, જોગીડા જોગીડાની ઝૂંપડી,
તે તો ભંગવી ઘેરનાં દેહું રે, જોગીડા જોગીડાની ઝૂંપડી,
મેં તો હવેલી ઘરનાં જાણ્યાં રે, જોગીડાં જોગીડાની ઝૂંપડી.
તે તો ઝૂપડી ઘરનાં દેહું રે, જોગીડા જોગીડાની ઝૂંપડી,
અમે આવીને લાજે પડયાં રે, જોગીડા જોગીડાની ઝૂંપડી.

**જાનને ઉતારાની વિધિ :**

હવે નવરી પક્ષની સ્ત્રીઓ નવરાને ઉતારે લેવા માટે જાય તે સમયે રીત કરનાર નવરાને કલંગી આપીને હાર પહેરાવે તે સમયે નવરીના મંડપની પાસે જયાં વાંસ અને તોરણ બાંધી નવરીને પ્રથમ પીઠીવાળું સ્નાન કરાવ્યું હોય ત્યાંથી નવરાને પસાર કરવામાં આવે છે. ત્યાં બે કુંમારિકાઓ પાણી ભરેલાં પાત્રો(તાંમડો અને લોટો) માથે મૂકીને તોરણની બંન્ને બાજુ ઉભેલા હોય છે. તે પાત્રમાં પૈસા નાંખીને નવરો મંડપના તોરણ સુધી આવે છે. ત્યાં બંન્ને કુંમારિકાઓ ફરીને આવી જાય છે. બંન્ને પક્ષની સ્ત્રીઓ બેઠકિયાં ગાય છે. ભાંડવણીનાં કેટલાંક ગીતો પણ અહીં ગવાતાં હોય છે.

**લગ્ન લેવાતી વખતે**

બાહાયા ધેરમાં ભરિયેલી પેટી રા
સામળા ભરિયેલી પેટી રા
અહેરી અહેરીને પોવ રા રમાબણી હાડી
ભાયાયા ઘરમાં ભરિયેલી પેટી રા
અહેરી અહરીને પોવ રા શંકુતલાબણી
હાડી પોવ રા શંકુતલાબણી

બણીયા ઘેરમાં ભરિયેલી પેટી રા
અહેરી અહેરીને પોવ રા મંજુબણી.

**કાળી ગાંઠી બાંધે ત્યારે**

કાળો ગરાસલો રમણીયે ગળએ વીળાગનો
અવે નાંય છૂટે ઈ કાળો ગરાસલો
કાળો ગરાસલો રમણીયે ડોકે વીળાગનો
તોયડો નાંય તૂટે, છોયડો નાંય છૂટે,
આવે તો મનુભાયો, રમણીયો ગુલાબ

**કન્યાના ઘર નજીક જાન પહોંચે ત્યારે**

અજાણા ગામમાં આવ્યાં અજાણા જેવું લાગે?
મારા ભાઈ અજાણા ગામમાં કયાં આવ્યાં?
અજાણાં ગામમાં આવ્યા પાણીયે ના પૂછે?
અજાણાં ગામમાં આવ્યાં તે ભોજનેય ના પૂછે?

**કલવો ખવડાવવાની વિધિ :**

જાન આવે ત્યારે તેને એકબાજુ બેસાડે છે. કન્યાનો ભાઈ કલવો ખવડાવે છે. જાનમાં આવેલા જાનૈયાઓને જમાડવામાં આવે છે. પહેલાં પુરુષોને જમાડવામાં આવે પછી સ્ત્રીઓને ભોજન કરતી વખતે બાજને લગતું ગીત ગાય છે. આ દરમ્યાન નવરાને અને તેના સાથીઓને જમવા લઈ જાય છે. ત્યાં નવરા પક્ષનાં એક ઉપવાસી અને નવરી પક્ષના એક ઉપવાસી પાંદડામાં ચા લઈ અરસપરસના પાંદડામાં રેડે. ત્યાર બાદ નવરો અને તેની સાસુ પણ પાંદડામાં ચા લઈને અરસપરસ રેડે, પછી ધરતીમાતાને અર્ધ્ય અપાયાના પ્રતીકરૂપે ચા નીચે રેડે. બીજી ચા તેમને આપવામાં આવે તે પીએ છે. પહેલાંના સમયમાં આ વિધિને બદલે કલવો ખવડાવવાની વિધિ કરવામાં આવતી અને તેને લગતાં ગીતો ગવતાં હતા.

**કલવો ખવરાવે ત્યારે (વર પક્ષે)**

રીત કરવા દોડી આવી
કંકુ કબાટમાં ભૂલી આવી
ભાઈ તારી સાસુ ભુલકણી રે,
રીત કરવા દોડી આવી,
કલવો કબાટમાં ભૂલી આવી
ભાઈ તારી સાસુ ભુલકણી રે,

**લગ્ન કરાવવાની વિધિ :**

બ્રાહ્મણ પગના તળિયાથી માથા સુધીના ચાર સૂતરના આંટા મારીને સૂતર લઈ લે છે. પછી નવરાને મંડપમાં પાટલા પર કે બાંકડા પર બેસાડે છે. એ સમયે મંડપમાં જાન આવે ત્યારે ગવાતાં ગીતો ગવાય છે. નવરીને તેના મામા મંડપમાં લઈ આવે છે. સામેના પાટલે કે બાંકડા પર તેને બેસાડે છે. બાકડાં પર તેની સખીઓ સાથે બેસી શકે તે માટે બેસાડવામાં આવે છે. નવરા નવરીનો હસ્તમેળાપ કરાવવામાં આવે છે. નવરો જયારે મંડપમાં આવે ત્યારે સૂતરનો દોરો તૈયાર કરવામાં આવ્યો હોય તે નવરા નવરીનાં ગળામાં પહેરાવે છે. નવરા નવરીની સામે ધોતી રાખો, તેમના જમાણા હાથમાં પાન મૂકવામાં આવે છે. આ વખતે વાજિંત્રો તેમજ ગીતો બંધ કરાવવામાં આવે છે. બ્રાહ્મણ એની લગ્નની વિધિ પ્રમાણે શ્લોક બોલે છે. શ્લોકો પુરા થતાં તે લગ્ન થયાં એમ જાહેર કરે છે. વાંજિત્રો વગાડવાનું કહે છે. સ્ત્રીઓ ગીતોની શરૂઆત કરી દે છે. નવરો નવરી પરસ્પર હાર પહેરાવે છે. જુવાનિયાઓ આ બંન્નેમાંથી હાર કોણ પહેલાં પહેરાવે, તે જોવા જાણવા ઉત્સૂક હોય છે. ત્યારે નવરાની રીતવાળી નવરીને કાળીગાંઠી અથવા મંગળસૂત્ર બાંધે છે. ત્યારે તેને લગતાં ગીતો ગવાય છે. બ્રાહ્મણ તે વખતે છાંણા નાખીને ચોરી પાસે અગ્નિ સળગાવે છે. મંગળફેરા ચાલું થતાં તેનાં ગીતો પણ ગવાય છે. આ વિધિમાં પહેલાં નવરો બે આટાં આગળ ફરે, પછી નવરી બે આટાં આગળ ફરે. પછી નવરાની બાજુમાં નવરીને બેસાડાય અને તે વખતે ભાંડવણીનાં ગીતો પણ ચાલું કરી દેવામાં આવે છે. જે આ સંચયમાં જાનના દિવસે ભાંડવણીના નામે નોંધાયાં છે. નવરી પક્ષનાં સગા સંબંધીઓ કે તેમની બહેનપણી નવરીને પોતાની ઈચ્છા મુજબની વસ્તુઓ ભેટ આપે છે. દા. ત પેટી,






સૂટકેશ, બેડું, થાળી, વાડકો, ગ્લાસ વગેરે તે વખતે કન્યાં માયરામાં હોય ત્યારે કન્યાદાનને લગતાં ગીતો ગવાય છે.

**મંગળફેરા વખતે**

આગળ ચાલે માણો સતીષભાઈ,
પાછળ ડમણાં ડોલેરા,
આગળ ચાલે માણો સતીષભાઈ,
પાછળ વાંદરી કૂદેરા,
કન્યાની જલ્દી તૈયારી માટે
ઓટલી પોટલી રે લાડી ચાલ વેલુડી
તારી સાસુની માયા ઝીલ રે લાડી ચાલ વેલુડી
તારી માતાની માયા છોડ રે લાડી ચાલ વેલુડી
તારા સસરાની માયા ઝીલ રે લાડી ચાલ વેલુડી
તારા પિતાની માયા છોડ રે લાડી ચાલ વેલુડી
તારા દિયરની માયા ઝીલ રે લાડી ચાલ વેલુડી
તારા વીરાની માયા છોડ રે લાડી ચાલ વેલુડી






તારી નણંદની માયા ઝીલ રે લાડી ચાલ વેલુડી
તારી બહેનની માયા છોડ રે લાડી ચાલ વેલુડી

**કન્યાં માંયરામાં હોય ત્યારે કન્યાદાન**

માંયરામાં બેઠાં બેની આજ રે
હા બેની હાથ મિલાવો.
માતા આપે છે કન્યાદાન રે
હા બેની હાથ મિલાવો.
માંયરામાં બેઠાં બેની આજ રે
પિતા આપે છે કન્યાદાન રે,
હા બેની હાથ મિલાવો.
માંયરામાં બેઠાં બેની આજ રે
બેની આપે છે કન્યાદાન રે
હા બેની હાથ મિલાવો.
માંયરામાં બેઠાં બેની આજ રે
હા બેની હાથ મિલાવો રે.

**મંગળસૂત્ર બાંધે ત્યારે**

કાળો ગરાસલો રામીએ ગળે વીળાગનો
હવે નાથ છૂટે કાળો ગરાસલો.
તોયડો નાય તૂટે, છોયડો નાય છૂટે
હવે તો રમણભાઈ રમણી ગુલામ.

**લગ્નવિધિ પૂરી થયા બાદ**

નદીકિનારે સરોવરની પાળે વાંસળી વગાડે
મારો ભાઈ હો ભાભી,
તમને બોલાવે સાડી લઈ આપે
વાંસળી વગાડે મારો ભાઈ હો ભાભી.
નદીકિનારે સરોવરની પાળેવાંસળી વગાડે.
મારો ભાઈ હો ભાભી.
તમને બોલાવે સાંકળાં લઈ આપે
વાંસળી વગાડે મારો ભાઈ હો ભાભી.
નદીકિનારે સરોવરની પાળે વાંસળી વગાડે

મારો ભાઈ હો ભાભી.
તમને બોલાવે બંગડી લઈ આપે
વાંસળી વગાડે મારો ભાઈ હો ભાભી.
નદીકિનારે સરોવરની પાળે વાંસળી વગાડે.
મારો ભાઈ હો ભાભી.

**વિદાયની વિધિ :**

નવરા-નવરીને ઊભા રાખી નવરી પક્ષનાં સગાંસંબંધી નવરાને અને નવરીને ચાંલ્લો કરીને ચાંલ્લા પેઠે અગર તો ચાંલ્લો નોંધવ્યા વગર પૈસા આપે છે અને જવાની તૈયારી કરે છે.

નવરીની વિદાયની તૈયારી થતાં તેને લગતાં ગીતો ગવાય છે. નવરીને લઈને જાન વિદાય થાય ત્યારે નવરીની સાથે ચાર, પાંચ સ્ત્રીઓ હોય છે. જેમાં એકાદ બે સખીઓ કે બહેનો હોય અને એકાદ વડીલ સ્ત્રી પણ હોય, નવરાનાં ઘરે પહોંચે ત્યાં સુધી રસ્તે ગીતો ગાતાં જાય છે. ઘરે પણ સાંજે ગીતો ગાય છે.

લગ્નના બીજા દિવસે સવારે પરોઢિયાંના ગીતો ગાય છે. દિવસ ઉગ્યા પછી સવારે નવરી પાસે પાણી ભરાવાય છે. ત્યારે ગીતો ગવાઈ છે.

**૧. વિદાય વેળઆએ.**

શરમાળ સાસરે ચાલી,
માતાને મેલી પિછોડી- સાસુના સંગે ચાલી,
શરમાળ સાસરે ચાલી,
પિતો મેલી પિછોડી- સસરાને સંગે ચાલી.

**લગ્ન વખતે**

ભવાની માતા પાસે
કયા દેવે નોતરાણ મેલ્યાં કે મેરે
ભવાની માતા ને નોતરણ મેલ્યાં કે મેરે
ભવાની માતાનાં છોકરાં પરણે કે મેરે

**વિદાયવેળા**

છેડલે બાંઈધા જીરા રે બેની
સાસુએ તો કાઢી મેલેવા માંડા રે બેની,
કાઢી મેલે તો કાઢી મેલેવા દેજો રે બેની,

માતાએ તો રાખી મેલેવા માંડયા રે બેની,
કાઢી મેલે તો મેલેવા દેજો રે બેની,
પિતાએ તો રાખી લેવા કહ્યાં રે બેની,
છેડલે બાંઈધા જીરા રે બેની.

**કન્યાવિદાય : મજાક મશ્કરી.**

હું શું કરું રાજ બેનને પંખીડું લઈ જાય
બેની બેઠાં બાગમાં બનેવી બન્યા માળી
માળીઓની નજર મારી પ્યારી બેની પર
બેની બેઠાં વિમાનમાં બનેવી બન્યાં પાઈલોટ
પાઈલોટની નજર પ્યારી બેની પર
હું શું કરું રાજ બેનને પંખીડું લઈ જાય
કંડકટરની નજર મારી પ્યારી બેની પર
હં શું કરું રાજ બેનને પંખીડું લઈ જાય

**શિખામણ ગીત**

આજ તું જા સાસરિયે બેની
આજ સુધી તું રહી મૈયરિયે
રડીશ નહી, ગભરાઈશ નહિં
તારી ખબર લઈશ અઠવાડિયે
તારી ખબર લઈશ પખવાડિયે,
આજ તુ જા સાસરિયે બેની,
પિતાની જેમ સેવા કરી,
તેમ સસરાની તું કરજે
સસરા જયારે વહું કહી બોલાવે
આજ તું જા સાસરિયે બૈની,
જેઠ- જેઠાણી હોય જો તારાં
તેને વડીલ તું ગણેજે
વડીલ તરીકેના હુકમ કરે,
ત્યારે હુકમનું પાલન કરજે,
આજ તું જા સાસરિયે બેની,

**ગોત્રેજ/દેવસ્થળે પગે પડવાની વિધિ :**

નવરો નવરી ઘરની અદર ગોત્રજને પગે પડવા જાય છે. ત્યારે તેને લગતાં ગીતો ગવાય છે. ત્યાર બાદ જમીનમાં બીજા દેવો હોય તેને પગે પડવા માટે જાય છે. ત્યારે તે દેવને લગતાં ગીતો ગવાય છે. ત્યાંથી ભવાની માતાના મંદિરે જાય છે. ત્યારે તેને લગતાં ગીતો ગવાય છે.

**મંદિરે જતાં ગવાતું ગીત**

હું તો બારની ઘડીએ મલેવા આવાશ મોરા
ચાંદા સરખો સૂરજ ઉગ્યો
હું તો કન્સેરી માડીને મલેવા આવીશ મોરા
ચાંદા સરખો સૂરજ ઉગ્યો,
હું તો ફુલડાં લઈને આવીશ મોરા
ચાંદા સરખો સૂરજ ઉગ્યો.

**લગ્નગીત**

ગોત્રજ ઘડે પગે લગાડતી વેળઆ
અમારી ગોત્રેજ ઓરડી રાની રાયમલજી રે,

તમે અજાણાં અમે જાણેલાં રાની રાયમલજી રે,
જે જોય તે માંગજો રાની રાયમલજી રે,
નાળિયેર જોયે તો માંગજો રાની રાયમલજી રે,
રૂપિયા જોયે તો માંગજો રાની રાયમલજી રે,
વાંકા વળી પાયે લાગજો રાની રાયમલજી રે,
અમારી ગોત્રેજ ઓરડી રાજા રાયમલજી રે

**દેવદેવીને ખુશ કરવા**

રામ રામ કરીને પગે લાગજો બેની,
ખજૂર કોપરાં આપે તો ગજવે ઘાલજે બેની
દાળિયા મમરા આપે તો, વેરી નાખજો બેની
રામ રામ કરીને પગે લાગજો બેની.

**લીલે ઝાડેસરની વાડી રે**

વાડીમાં કયા દેવ આવી ઉતર્યા
ઉતર્યા રે મારી ઉનાઈ માનો સંઘ રે

દેવ તો રમે છે રે સોગઠાં
કેડે કંડારી નવ ધાર રે,
હાથે બાજુ-બંધ બેરખા
માથે સોનાનો સરીમેખ રે
હાથે ઝગમગ દીવડાં
પગે ઝાંઝરનો ઝમકાર રે
હાથ વેલડિયારો પાલવ
વાડીમાં વાજે ઘંટ ઘૂઘર રે
વાડીમાં કયાં દેવ આવી ઉતર્યા
ઊતર્યા રે મારી ઉનાઈ માનો સંઘ રે
દેવ તો રમે છે રે સોગઠાં
લીલે ઝાડેસરની વાડી રે
વાડીમાં કયાં દેવ આવી ઉતર્યા.

**આણાની વિધિ :**

જમ્યા બાદ નવરી અને તેની સાથેની સ્ત્રીઓ જે રસ્તે તેમને નવરી પક્ષના સંબંધીઓ લેવા માટે

આવનાર હોય તે તરફ સામે જઈને આરામ કરે છે. તેઓ આવે એટલે નવરી ગાડામાં બેસીને ફરીને નવરાને ત્યાં આવે છે. અને ત્યારે બંન્ને પક્ષની સ્ત્રીઓ આણાના ગીત ગાય છે.

આણાવાળાને પગ ધોવડાવી બેસાડવામાં આવે છે. ચા પાવીને થોડીવાર રહી જમાડવામાં આવે. જમ્યા બાદ વિદાય થાય તે પહેલાં નવરી એના સસરાને પગે પડે અને નવરા નવરીને સાથે ઊભા રાખીને નવરા પક્ષનાં સગાં-સંબંધીઓ ચાંલ્લો કરે. તે વખતે બાકી રહેલાં સગાં પણ ચાંલ્લો કરે. પછી વિદાય કરવામાં આવે ત્યારે ગીતો ગવાય. નવરી પછી પિયર આવે ત્યારે રસ્તે ગવાતાં ગીતો પણ ગવાય છે.

**આણા ગીત,**

ચૂલે પેણો મેલાવજો, ચૂલે પેણો મેલાવજો,.
તાજો દેડકો તળાવજો, તાજો દેડકો તળાવજો.
ડાહ્યાને ભાણે પીહાર જો, ડાહ્યાને ભાણે પીહારજો
ડાહ્યાને લાગ્યા સવાદ જો, ડાહ્યાને લાગ્યો સંવાદજો
હજુ બીજો માગે જો હજુ બીજો માગે જો
બીજો કાંથી ને લાવું જો બીજો કાંથી ને લાવું જો

**ચોખા સાફ કરતી વખતે ગવાતા ગીતો**

એ ભમરો કહેને ભમે રે ભમરા,
એ ભમરો સુરત શહેરમાં ભમે રે ભમરા,
એ ભમરો શું શું વરેવા ગયેલો રે ભમરા,
એ ભમરા કહેને ભમે રે ભમરા
એ ભણરા નવસારી શહેરમાં ભમે રે ભણરા,
એ ભણરા દાળ વેરેવા ગયેલો રે ભમરા,
પાલેશી ભાત કઢાવ મારી લોઢણબાઈ,
ટોપલીએ ભાત ભરાવ મારી લોઢણબાઈ,
સૂપડીએ ભાત ઝટકાવ મારી લોઢણબાઈ,
ખાંડણિયું ભાત ખંડાવ મારી લોઢણબાઈ.

**ફરિયાદને લગતા ગીતો :**

કુલાક દિહ આગળની ખટપાટ કરેથ ઓતીહ
પાણી ઈ વાર કોજે લાગતી વેવાઈ
ખુરશી ધાર કોજે લાગતી વેવાણી

કુલાક દિહ આગળની ખટપાટ કરેથ ઓતીહ
હાદડી ઈ વાર કોજે વાર લાગતી વેવાણ
કુલાહ દિહ આગળની ખટપાટ કરેથ ઓતીહ,

**ચીજવસ્તુનું વર્ણન**

સાસરેની સાડી આવી ગમે તો ગમાડ
મારી સવિતાબેન રે,
નહીમ ગમે તો સાસુ ઉપર નાખ,
મારી સવિતાબેન રે,
સાસરેનાં ઝાંઝર આવ્યાં ગમે તો ગમાડ,
મારી સવિતાબેન રે,
નહીં ગમે તો નણંદ ઉપર નાખ ,
મારી સવિતાબેન રે,
સાસરેની ચંપલ આવી ગમે તો ગમાડ,
મારી સવિતાબેન રે,
નહીં ગમે તો જેઠાણી પર નાંખ,

મારી સવિતાબેન રે,

**મળસિયા ગીતો :**

કૂકડો તે બોલ્નો નદીયે પાર રા
બાહે તો દેખાયડાં લાંબેરા ગાંવ રા
બાપા આયુને નાંય જોજે ટૂકેરા ગાંવે રા

પરોઢિયા ફાટના ને લગનો આવ્નાં
ભાયા આપડે લગાને કુણ આવી?
ભાયો આપડે લગાને બાવો આવી
ભાયા આપડે લગાને આયલી રણભણતા
ચાલા આયલી, ચાલા બાવા ભણભણતાં

## મરણ વિધિ

સમાજમાં ધર્મ પ્રમાણે અલગ અલગ મરણ વિધિઓ કરવામાં આવે છે. આ સમાજમાં અપનાવેલી મરણ ક્રિયા વિશેષ જોવા મળે છે.

જે ઘરમાં મરણ થયું હોય, તે ઘરના પુરૂષો અને કુટુંબીજનો માથેથી ટોપી-પાઘડી ઉતારી લે છે. ઉઘાડા માથે કે ખભા ઉપર રૂમાલ રાખી ગામમાં ને સગાસંબંધિઓને ખબર આપવા જાય છે. જેને ખબર પહોંચે તે આજુ બાજુના કે બીજે જઈ ખબર આપે છે. આમ દૂર દૂરના ગામમાં રહેતા સગાસંબંધિઓને ખબર પહોંચી જાય છે.

સ્ત્રી વર્ગ લૂંગડાનો છેડો માથા અને મોં ઉપર રાખી પોક મૂકીને મૃત વ્યકિતના ગુણો બોલી રુરૂન કરે છે. જે સાંભળનારના હૈયા દ્રવી ઉઠે છે. કોઈ પણ વ્યકિતનું મૃત્યુ ખાટલે કે પલંગ પર થયું હોય તો વ્યક્તિને તરત નીચે ઉતારી લેવામાં આવે છે. ઓટલે કે ઓરડામાં ઉત્તર તરફ માથું રાખી સુવડાવવામાં આવે છે.

ઠાઠડી બનાવવા બે લાકડા ઉપર વાંસની કામડીઓ બાંધવામાં આવે છે. સાથે એક નાની માટલી, એક પેણચું, મયત સ્ત્રી હોય તો બે મીટર લાલ કપડાંનો ટુકડો ને પુરુષ હોય તો સફેદ કપડાંનો ટુકડો, જેને કફન કહેવાય છે. કાચી હળદર, તુલસીની માળા, અબીલ ગુલાલ કે તાવડીની મેશ વગેરેની જરૂર પડે છે. મયતના છેલ્લા ભોજનરૂપે નવા આણેલા પેણચામાં થોડા ચોખા-દાળની મોળી ખીચડી બનાવે છે. પામચા કેરીનું અથાણું લાવે છે.

નજીકના સંબંધીઓ આવી જતાં સાધારણ ગરમ પાણી કરી આંગણામાં મયત પાણીથી છેલ્લા સ્નાન કરાવી નવા વસ્ત્ર પહેરાવી ઠાઠડી પર સુવડાવી ઘરના સંબંધીઓ છેલ્લા દર્શનરૂપે દાળ, ચોખાથી વધાવી પગે પડે છે. મયતની કોઈ સંબંધી પર ખાવા પીવાની આશા અપેક્ષા રહી હોય, એ માટે મયતનાં મોમાં પાવલી, આઠ આની મૂકવામાં આવે છે. મયતની આંખો અબીલ ગુલાલ અથવા મેશથી આંજી તુલસી માળા ને

પુષ્પહાર પહેરાવી, છૂંદેલી કાચી હળદર, અબીલ ગુલાલ છાંટી પૂજાનાં બંધથી બાંધવામાં આવે છે. આંગણે છાંણાં, લાકડા બાળી કોરી માટલીમાં ભરી લેવામાં આવે છે. જેને આગિયું કહે છે.

પતિનું મૃત્યું થયું હોય તો વિધવાનાં ઘરેણાં ઉતારી લેવામાં આવે છે. કપાળનો કુમ કુમ તિલક લુંછી નંખાય છે. આ પ્રસંગ કરુણમય હોય છે. ભલભલા પથ્થર જેવાના દિલ પણ દ્રવી ઉઠે છે.

પિતા કે ભાઈ જેવા નજીકના સંબંધીઓ ઠાઠડીને પ્રથમ ઉપાડે છે. આંગિયું પુત્ર, ભાઈ લે છે. સાથે કુહાડી લેવાય છે. અખિચાણામાં છૂટા પાઈ, પૈસા, ચોખા, દાળ, લેવામાં આવે છે, તેમજ છેલ્લા ભોજન રૂપે રાંધેલી ખીચડીનાં બે ભાગ કરી અલગ અલગ પાનમાં ભાથું(ભાળો) બાંધી લેવામાં આવે છે, જે એક પગ પાસે અને બીજું માથા પાસે ઠાઠડી પર મુકી લઈ જવાઈ છે.

સ્ત્રી વર્ગ મયતના જુના કપડાં, ઓઢવા, પાથરવાની ચટ્ટાઈ(સાદડી) વગેરે લઈ રડતી, કકળતી થોડે દૂર સુધી આવે છે. અને એ બધી ચીજો રસ્તાની એક બાજુએ મુકી દે છે, મયતને ઘરેથી કાઢતી વેળા માથું આગળ રખાય છે. જયાં આ કપડાં ચટ્ટાઈ મૂકી વિહામણું રખાય છે, ત્યાં ખાંધીયાઓ ઠાઠડીને ફરાવી પગ આગળ રાખી ચાલવા માંડે છે. વિહામણું એટલે વિસામાનું સ્થળ, આ જગ્યાએ મયત ઉપરથી એક પથ્થર ઉતારીને મુકવાથી તેનું સ્થાન બની જાય છે. અહીંથી સ્ત્રી વર્ગ ઘરે જાય છે. ઘરમાં સાફ સફાઈ કરી કૂવે અથવા મોરીમાં માંથેથી સ્નાન કરે છે. આ બાજુ સ્મશાને પહોંચી ઠાઠડી ઉત્તર તરફ માથું રાખી ઉતારવામાં આવે છે. નજીકના બે સંબંધીઓ સ્નાન કરી ચિતા રચવા ગાયનું કે ભેંસનું થોડું છાણ હાથમાં લઈ ચિતાની ઉત્તર તરફથી દક્ષિણ તરફ મોં કરી જમીન પર ઘસી (લીંપી)ને આ જમીન આજથી તારા નામે ખરીદ કરુ

છું એમ બોલે છે. પછી ચિતા ગોઠવતા ચાર પુરુષો મળી પહેલાં એક લાકડું મુકે છે. પછી જ બીજા લાકડાં ગોઠવવામાં આવે છે. મોટી ઉંમરની વ્યક્તિનું મયત હોય તો ખાંડી લાકડાંમાંથી પોણી ખાંડી જેટલાની ચિતા ગોઠવાયા પછી મયતની ઠાઠડી છોડવા જે બે ભાઈઓ એ સ્નાન કર્યા હોય, તેમણે આગળ અને પાછળથી ડાબા હાથની ટચલી આંગળીમાં આંગળી ભેરવી પાછલા ભાઈના હાથમાં કુહાડી ઉંધીં બેસાડી ઠાઠડીના ફરતે ફરી ચારે ખુણે છેકીને બંધ છોડી ચાર માણસો મળી ઉપાડી ને ચિતા પર મુકે છે. આંગીયું ખાલી કરી મટકું ધોઈ પાણી ભરી લાવવામાં આવે છે. મયત માટે જે ખીચડીનો ભાત લાવ્યા હોય તે પામચા કેરીનુ અથાણું લઈ એક જણ માટલાના પાણીથી હાથ ધોવડાવે છે. પ્રથમ નજીક સગાસંબધિ હોય તે, થોડી ખીચડી અને પામચા કેરીને નખેથી તોડી ચીરીઓ સાથે ચાર વખત જમાડે છે. તેટલી જ વાર પાણી પણ થોડું થોડું હથેળીમાં લઈ અંગૂઠા વડે પિવડાવે છે. એક પછી એક જેને લાગતું હોય, તે દરેક વ્યક્તિ તેમના હાથનું ભોજન કરાવે છે. બધા ભોજન કરાવી રહ્યાં પછી વધેલી ખીચડી પગ તરફ મુકી દેવાય છે. ચાર પુરુષો એક નાનું લાકડું ઉપાડી મયતની છાતી પર મુકી બીજા લાકડાં ગોઠવે છે. જે બે ભાઈઓએ સ્નાન કર્યું હોય તેમાંથી એક માટલીમાં પાણી ભરી એક નાનું કાણું કરી પીઠ તરફ રાખી ખાંધ પર મૂકે છે. બીજી કુંહાડી લઈ પહેલાની જેમ ટચલી આંગળીએ એક બીજા સાથે ભરવી આગળ પાછળ રાખી ચિત્તાની ફરતે ચાર ફેરા ફરે છે. ફરતાં ફરતાં કુહાડીથી ચારે ખૂણે છેદે છે. પાછળ માટલીના કાણાંમાંથી પાણી પડતું રહે છે. ફેરા ફરી રહ્યા પછી માટલી ફોડી દેવામાં આવે છે. ત્યાર બાદ આંગિયાથી સળગાવે છે. નાનાં નાનાં લાકડાંની જુડી બંન્ને જણ એક એક હાથમાં લઈ જાંબુની નાની નાની ડાળખી જુડી વાડે એક પગ તરફથી

અને બીજો માથા તરફથી અગ્નિનું (ઝુંડ) ચોપે છે. પછી સામ સામે ચિંતા તરફથી એ ડાળખીઓની જુડીઓ ફેંકે છે. તે જુડીઓ ઉપાડી બંન્નેને એક બીજાની જગ્યાએ બદલી એ જ પ્રમાણે કરવામાં આવે છે. આમ ચાર વખત કર્યા બાદ અગ્નિ સંસ્કાર થયા. શબ પૂરી રીતે સળગી જાય ત્યાં સુધી બધા સ્મશાને રોકાય છે. તે દરમિયાન એક વડીલ ટુવાલ કે કપડાંનો કટકો પાથરી બાજુમાં બેસે છે. દરેક જણ ફાળા રૂપે એક રૂપિયો કે આઠ આના તે કટકામાં મૂકે છે. એ પૈસા ભેગા કરી મયતના વારસને આપવામાં આવે છે.

શબ પૂરે પૂરું સળગીને રાખ થયા બાદ ચારે જણ સ્નાન કરી જાંબુડીના સોળ દાતણ-કોગળા કરી હાથો કાઢી કુહાડી મૂકી દરેક જણ તે ઉપર પાણી વાળે છે, બધા પાણી વાળી રહ્યા પછી કફનનો એક નાનો ટુકડો જે ચિત્તા સળગાવીને ફાડી લેવામાં આવે છે. તે કટકાથી એ કુહાડી બાંધી એક જણ સ્મશાનથી નીકળતા બધાની આગળ નીકળી કુહાડી લટકાવી ઊભો રહે છે. દરેક જણ ત્યાંથી પસાર થતાં એ કુહાડીને આંગળીની ટિચકી મારે છે. જેને મયતની છેલ્લી સગાઈથી છૂટા પડવાનો આ રિવાજ કરે છે. આ રિવાજ પરંપરાથી ચાલી આવ્યો છે. ઘરે આવી એ કુહાડી આંગણે મૂકી તેના પર દૂધ ને પાણીનો નૈવેદ્ય ધરાવી સમાજનાં પૂર્વજો રૂપે પ્રથમ ઘરના ખત્રી, રૂપા ખત્રી ને પોકારી પિતૃઓને પોકારવાનો રિવાજ છે.

**પોકારતા :**

આજ ઘરના ખત્રી,
આજ રૂપા ખત્રી,

આજ અમુક ખત્રી.

આજે નવું બાળક તમારે આંગણે આવ્યું છે,

અંગે ધરજો, પગે ધરજો

તમારામાં સમાવી લેજો વગેરે બોલે છે. દૂધ પાણી થોડું થોડું બધાના હાથમાં લઈ માથા પરથી ઉતરતું ચોળે છે. થોડીવાર રોકાય મરનારાના વાલી વારસાને આશ્વાસન આપી વિદાય લે છે. મરણના બીજા દિવસથી ૪ દિવસ સુધી રોજ સાંજે અંધારું થતાં મરનારના નામથી કોરુ રાધી એ જ કુહાડી મુકી છાંક (દારૂ-તાડી, કે ચાના ટીપાં )પાડે છે. આ માટે રાંધેલી ખીચડી, રોટલો તેમજ મરનારને ભાવતું ભોજન મૂકવામાં આવે છે. દાભની વિંટી બનાવી આંગળીમાં પહેરાવી થોડા ચોખા, પામચા કેરીનો ટુકડો હાથમાં લઈ પાન પકડી એક વડીલ અથવા કોઈ પણ પુરુષ, દૂધ, તાડી કે દારૂ નામે(પાનમાં રેડે છે. )તે, કુહાડીના ફરતે ટીપાં પાડતાં પહેલાંની જેમ જ પિતૃઓને પોકારે છે. એ બધું કુહાડી પર મૂકી આજુ બાજુમાં રાંધેલુ ભોજન મુકી દેવાય છે, તેમજ જે ઓરડામાં આ વિધિ થાય છે ત્યાં અંધારું રાખી સવાર સુધી કોઈ જતું નથી.

આર્થિક સ્થિતિ મુજબ બારમે દિવસે મરનારની ઉત્તર ક્રિયા કરવામાં આવે છે. બહુ જ નબળી સ્થિતિ હોય તો કોઈ વાર એક મહિનો કે એક વર્ષ સુધી ઉત્તર કિયા થઈ શકતી નથી.

આ ઉત્તર ક્રિયાની વિધિ કરાવવા ગાયક પિતરને બોલાવવામાં આવે છે. આ એક નાનું તંબુરા જેવું વાંજિત્ર મધુર કંઠે કન્હેરી માતા કે આત્માની વાર્તા રૂપે ગાય છે. જેમાં સામાજિક, આર્થિક અને ધાર્મિક

બાબતોનો પણ ઉલ્લેખ થાય છે. પિતર એક ધૂત હોય છે, જે મરનારના કુળદેવીને પોતાના દેવ-દેવીઓનું સ્મરણ કરી ધુણે છે. લાગતા વળગતા દરેક સ્ત્રી પુરૂષને ભેટી મરનાર સાથેનો સંબંધ પૂછી મને પાણી પાશો કે આમ કહી એના હાથમાં મટકામાં તાડી તથા પાણી  બબ્બે વાર નાંખવામાં આવે છે. તે ભગત ધુણતાં ધુણતાં પિતો રહે છે. આમ પંગતમાં બેસેલા દરેક પાસે કુંદતો કુંદતો જાય છે. છેલ્લે ધુણતો ધુણતો છાપરાની એક વાળીએ કુદીને લટકી પડે છે. દરેક સંબંધી સ્ત્રી વર્ગ રુદન કરે છે. થોડીવાર પછી આંગણામાં લાકડાની જંગરી(તાપણી) બાળવામાં આવે છે. આ જગરી પાસે કુટુંબી અને એક જ કુળના સગાંઓ બેસે છે, જેને પાઘડી બાંધવી કહે છે. તેમાં જે વડીલ હોય તે એક ધોતિયાની પાઘડી બનાવી મરનારનાં વારસને સામો ઊભો રાખી.

હે હગવાડિયા બગવાડિયા
ભાઈ રામ રામ,
આવળી ભાવળી,
ભાઈ રામ રામ,
નાના મોટા
ભાઈ રામરામ

આમ બધા સગાં પણ રામ રામ બોલ છે. તે માથે પાઘડી ચઢે કહી વારસના માથે પાઘડી મુકે છે, બધા સગાંવ્હાલાઓ પણ માથે ટોપી મૂકી પોતાને ખાવા પીવા માટે અંદરો અંદર ફંડફાળો કરીને વારસને

આપે છે. ત્યાર પછી જે લોકો જમવા રોકાયા હોય તેમને જમણ અપાય છે. સગાંઓ આખી રાત આંગણામાં જંગરી સળગાવી બેસીને સુખઃ દુઃખની કે લોકવાર્તા કરતાં આખી રાત જાગીને પસાર કરે છે. બીજા દિવસે વારસની મરજી હોય તો જમાડી વિદાય આપે છે. આમ આ વિધિ પછી એક છેલ્રી વિધિ ઉજવણાની છે. જે માટે આ સમાજે બહુ જ સરસ રીતે રિવાજોનો અમલ કરવા ગોઠવણી કરી છે.

**મરણક્રિયાની વિધિઓ :**

**ઘરમાં કરવાની વિધિ**

મરણ પામેલી વ્યકિતને ખાટલા પરથી નીચે ઉતારી ઉત્તર દિશામાં માંથુ રહે જમીન પર ચાદર પાથરી જમીન પર સુવડાવવું. માથા પાસે ચોખાની પૂંજ ઉપર રૂપિયો મૂકી, દિવો સળગાવી દેવો. ઘરની બહાર દેવતા સળગાવી અને બધા સગાસંબધીઓને ખબર કરવી.

**બજારમાંથી મંગાવવાની વસ્તુઓ :**

બજારમાં વિધુર પુરૂષ વસ્તુ લેવા જાય છે. પુરૂષ માટે સફેદ અને સ્ત્રી માટે લાલ સવા બે મીટર કફન લાવે છે. નાનું બાળક હોય તો સવા મીટર કફન લાવવું, અબીલ ૫૦ ગ્રામ, ગુલાલ ૫૦ ગ્રામ ૧૦૦ ગ્રામ લીલી હળદર, ચાર નારિયેળ, કુંભારને ત્યાંથી બે ટડી(હાંડલી) એક ઠોબલું કાળા રંગના લાવવા ફુલ ચાદર, અત્તર લાવવું સૂતળી ૨૫૦ ગ્રામ જેવી વસ્તુઓ લાવે છે.

**ઘરની અંદરની વિધિ :**

ભાથું અડધો શેર ચોખા વિધવાબેન રાંધશે હાંડલીમાં પાણી ગરમ કરી મૃત વ્યકિતને સ્નાન કરાવવું. સ્વચ્છ કપડાં પહેરાવવા (નવા જ હોવા જરૂરી નથી) લાશને બહાર રાખેલી ઠાઠડી પર લઈ જઈ મૂકવી માથું પૂર્વ દિશામાં રાખવું.

**ઘરની બહાર કરવાની વિધિ :**

વિધવા બેન માંથુ ઓળે છે. મેશથી આંખ આંજે છે. મેશનો ચાંદલો કરે છે. ત્યાર બાદ કફન ઓઢાડવું ભાથું બાંધવું માથા તરફ જમણી બાજુએ પગ તરફ ડાબીબાજુ એ ખાખરા ત્રણ પાનનાં ડીચા સાથેનો ઉપયોગ કરી ભાથું બાંધવું ઠોબલામાં વાટેલી લીલી હળદર, પાણીનો પ્રથમ છંટકાવ કરવો. અબીલ ગુલાલનાં છાંટણાં કરવાં પિત્તળની થાળી, વાટકો અને દાતરડું માથા પાસે મુંકવું સુતળી કે દોરી વડે લાશને બાંધવું ત્યાર બાદ ફુલની ચાદર ઓઢાડવી જરૂરી હોય તો અંત્તર છાટવું, ચાર ડાઘુના માથે અબીલ ગુલાલ નાંખવા. આગ કાઢવા. હાંડલીને સૂતળી બાંધી તૈયાર કરવું. ઘરમાંથી આગ લાવી છાંણા મૂકવા. વઢુ(તુવર, ભાાત, અન્ય, કઠોળ) તૈયાર કરી ધોતી કે ટુવાલ વડે આગ કાઢનારની કમરે બાંધવું. સાથે કુહાડી આગ લઈ આગળ ચાલશે. સામાન્ય રીતે પોતાના મોટો દિકરો આગ કાઢે છે. અન્ય કુટુંબની વ્યકિત પણ કામ કરશે. ઘરથી નીકળીએ ત્યારે માંથુ આગળ અને પગ પાછળ રાખવા.

**વિસામાની વિધિ :**

વિસામાની જગ્યા આગળથી એક નાનો પથ્થર લાશને ઓવારી મુકે, ત્યાં હાંડલી, સાથે મુકવું. બહેનો વિસામેથી ઘરે પરત જાય. વિસામાંથી બહેનો ઘરે આવે છે અને ન્હાઈ ધોઈને ઘરને છાણથી લીપણ વિધિ કરે હવે લાશને દિશા બદલવી એટલે પગ આગળ અને માંથુ પાછળ રહે તેમ રાખી સ્માશાન સુધી લઈ જવું. વઢુ થોડા થોડા અંત્તરે નાંખતાં રહેવું.

**સ્મશાને કરવાની વિધિ :**

લાશને ઠાઠડી સાથે બાજુમાં મૂકવી. પ્રથમ આગ મૂકનાર વ્યકિત હાંડલી, જાંબુડાના ઝાડ લઈ સ્નાન કરી હાંડલી પાણીથી ભરી લાવે છે. ચીતા અને લાશને ઘેરાવમાં રાખી જાંબુડા ઝડા વડે પાણી છંટકાવ કરતાં ફેરા લેવા. લાશને ચીતા પર લાવવી. ત્યાર બાદ માથામાના ભાગની નીચેની જમીન છાણવડે લીપવી. પગ આગળનું ભાથું મુકવું, પચ્ચીસ પૈસા મુકવા. લાશ પરથી ફૂલ દૂર કરવા. ઘરેણાં ઉતારવા વાસણ કાઢી લેવાં, દાંતણ કરાવવું. સવારે દાંતણ ન થયું હોય તો જામુડાનું દાંતણ કરાવવું. મોં ધોવું જમણ આપવું. માથા આગળના ભાથા માંથી થોડું ભાથું લઈ ચારે બાજુ જુવારી મોં આગળ મુંકવુ પાણી પાઈ સાફ કરવું. આ રીતે ચાર જણા જમણ કરાવશે જરૂર જણાય તો ઘી ચોપડવું. કપડા ફાડી કફન ઓઢાડવું. આગ મુકનાર માણસ આવળઆ મોઢે ઉભો રહી એક લાકડું છાતી પર મુકશે બીજી વ્યકિત આંખ ઢંકિલી રાખશે. આ લાકડું તમારા પર નથી મુકતો પરંતુ તમારા દુશ્મન પર મુકું છું બોલી લાકડું મુકે છે.

**આગ મુકવી :**

આગ બે જણા મૂકે છે. મુખ્ય વ્યકિત માથા આગળ અને બીજા વ્યકિત પગ આગળ ઉભો રહેશે મુખ્ય વ્યકિત જમણી બાજુથી અને બીજી વ્યકિત ડાબી બાજુથી ચાર આંટાં પુરા કરી આગ મૂકે છે. ત્યાર બાદ કુહાડીના હાથમાં ઉધી કુહાડી બેસાડી બે વ્યકિત અવળા મૂખે ડાબી દિશાથી ચાલુ કરી ચાર આંટાં મારશે. દરેક આંટે હાંડલી સાથે કુહાડી અડાડી આંટા ફરશે. હવે હાંડલી ને ફોડી કુહાડી ચારે તરફ જુવારી હાથા સાથે પગ તરફ ફેંકી દેવું. કફનનો થોડો હિસ્સો કાડી લઈ કુહાડી સાથે ૨૫ પૌસૈનો સિક્કો બાંધવો.

**ફંડ ફાળો :**

આગ મુકયા પછી સમાજ ફાળો રૂા ૨-પ્રમાણે ઉઘરાવાશે. તેમાંથી જરૂરી ખાંડ, ચ્હા, દૂધ, બીડી, પેટી, વપરાશ માટેના પૈસા વાપરવા, ત્યાર બાદ સિલક રહેલા પૈસા સમાજના મંત્રી શ્રીને જમા કરવી. તે બદલ પાકી પહોંચ લેવી.

**ક્ષાર ધોવી :**

શબ પુરેપુરી સળગી જતાં ક્ષાર ધોવી(સફાઈ કરવી) ત્યાર બાદ નદી અથવા તળાવે સ્નાન કર્યા બાદ ચારેજણા જાંબુડાના દાંતણ કરશે. હાથથી સાંકળ બનાવી નીચે મુકેલ વઢુ પાણીની છાલક વડે ધોઈ નાંખશે સ્નાન કર્યા બાદ મુખ્ય માણસ કુહાડીમાં કપન પરોવેલ છે તે લઈ સ્મશાનથી થોડે અંત્તરે ઉભો રહેશે. દરેક

ડાઘુ કુહાડીને આંગળી વડે ટકોરો મારી સ્મશાન છોડી દેશે.

**સ્મશાન છોડયા બાદ ઘરની વિધિ :**

ઘર નજીક આવ્યા બાદ બારણાંમાં અથવા ખુલ્લી જગ્યાએ ચ્હા બનાવે છે. ડાઘુઓ આવ્યા બાદ સ્ત્રી હોય તો એને સાત વખત પગથી માથા સુધી પાણીથી ઓવારી ઘરેણાં ઉતારે અને પુરુષ હોય તો પાણીથી સાત વખત પગથી માથા સુધી ઓવારવું. પીંડ ઝલકાવવા માટે વધેલું ભાથુ તેમજ કાંસાના વાટામાં પાણી લઈ ચુલાના પાછળના ભાગે સાંકઠી(દાંડી) ઉપર બહારથી પીંડ અને પાણી મુકવામાં આવે છે.

**છાક પાડવી :**

છાક પાડવા માટે ચુલાની સામે કુહાડીને બાંધેલ બંધ છોડી, પૈસા કાઢી કુહાડી ઉપર મુકવામાં અને જમણા હાથની આંગળીમાં ડાભરાળીની વીંટી પહેરાવી ખોબામાં ચોખા, અથાણું અને દૂધ રાખી ચારે જગ્યાએ ચારવાર ફેરવીને કુહાડી ઉપર પુજ મુકે છે. હાથ પાણીથી ધોઈ પવિત્ર પીણું ચ્હા, દૂધ ખાખરાના વચલા પાનમાં લઈ પૂર્વજનોને યાદ કરી છાક પાડવામાં આવે છે. અને ધના રૂપા ખત્રી કહી છાક પાડે છે. પછી ઘરમાં આગળ જેટલા મરી ગયેલા હોય તેની યાદ કરીને છાક પછી મરનારની છાક પાડવામાં આવે છે. ત્યારે બોલે છે કે

કોઈએ વાંઢી નાઈ નાયખાં,

કોઈએ કાપી નાંય નાયખાં.
કોઈએ ઝેર નાય દેધા,
કુદરતી તેડાં આવનાં,
આઈ, નવા,પિત્રુ આવનેલા આઈ,
અંગે ઘરજાં બાંયે ઘરજા
હાટે ફેરવજાં બજાર ફેરવજાં
તુમણે આરી હાજી રીતે રાખજો,

એમ બોલી છાક મૂકી દેવું. ત્યાર પછી ચારે જણાએ બે વાર ચ્હા પીને છાક મુકવી. છાક મુકયા બાદ બહાર બેસવું. હવે બાકીનાં માણસોને પણ ચ્હા આપવી. થોડા સમય બાદ અંદર જઈ કુહાડી પૈસા ઉચકી લઈ બાંધી ચુલાના પાછળના પાછળના ભાગમાં લટકાવે છે.

પહેલી છાક સ્મશાનથી આવ્યા બાદ આંગણામાં પાડવી. બીજી, ત્રીજી, ચોથી છાક સંધ્યા કાળે પાડવી. પાંચમાં, છઠા, સાતમાં અને આઠમાં દિવસે છાક પાડવી. દશમાં અને અગિયારમાં દિવસે સંધ્યાકાળ છાક પાડવી છાક બારમાના દિવસે કુટુંબીઓ ઘરના બહાર પાડે છે.

**બારમાની વિધિ :**

નવમાં દિવસે સવારે છાક પાડી સુતક કાઢવામાં આવે છે. બારમાં દિવસે સવારમાં પાઘડી ઉતારી

મરનારના સગાવ્હાલા સીધુ(અનાજ) કાઢી આપે છે. તેમાંથી વિધવા બાઈ દાળ ભાત શાક બનાવે છે. ત્યાર બાદ વિધિ કરવામાં આવે છે અને નદીએ સારવવા માટે જાય છે. આ સમય દરમ્યાન સગાવ્હાલા બાળકોને ભોજન કરાવે છે અને બાજ પતરા વિસામે મુકી આવે છે. સારવીને આવ્યા બાદ છેલ્લી છાક પાડી પાઘડી બાંધવામાં આવે છે. ત્યાર બાદ બીજા સૌ ટોપી પહેરે છે. તે સમયે બોલે છે કે

રામ રામ રે પાંચ સગવાડી,
પાંચ ગાવતીયા,
રામ રામ રે,
બોલી રામ પુષ્પપાણી કરી છુટા પડે છે.

**એક વર્ષના બાળકની દફન વિધિ(ભોય ભંડાર) :**

પ્રથમ ખાડો ખોદી બખોલ તૈયાર કરી છાણ વડે લીપી પૈસા મુકવા, ત્યાર બાદ લાશ મુકી ઢાંકી દેવી.

**ચોથીયું :**

મરણ પામ્યા પછી ચોથા દિવસે કરવામાં આવતી વિધિ તેને ચોથીયું કહે છે. પહેલા છાક પાડવી પછી ચાર જણા વિસામે જાય છે. ચાર ઉબરાંની થાંભલીનો માંડવો બનાવી દાભડાનું છાંવણ કરી તેની નીચે ચોખા, પૈસા મુકી તેના ઉપર લાલ કુંડલી મુકવી. સાથે લઈ ગયેલા દૂધથી ભરવી પાછળથી જોયા વગર ઘરે

ફરી પાઘડી બંધાવી છુટા થઈ જવું.

આવી મરણ ક્રિયાઓમાં કેટલીક નોંધ કરવા જેવી બાબતો અહીં દર્શાવી છે. જેમ કે સગર્ભા કે સુવાવડી સ્ત્રી, તેમજ માતાજી આવ્યા હોય એવી વ્યક્તિ અને પાંચ વર્ષ નીચેના બાળકો તથા મહારોગી થયો હોય તેમના શબને દાટવામાં (ભઓય ભારણ) આવે છે. તેઓની ઉત્તર ક્રિયા એટલે કે દાડાના પ્રસંગ સિવાયની વિધિઓ ઉપર પ્રમાણે જ કરવામાં આવે છે. પરંતુ મહારોગીથી મૃત્યુ પામેલા માટે થોડી અલગ રીતે વિધિ કરવામાં આવે છે. આ દિવસે મંયતના નામથી એક 'પુરળઉ' બનાવવામાં આવે છે. જેને બાવલું બનાવવું એમ કહે, આ માટેની સામગ્રીઓમાં દૂધી, ગરુના બીના દાંત, દર્ભનું શરીર, હાથ, પગ વગેરે બનાવી ઠાઠડી બાધી સગાઓ મયતની માફક જ વિધિપૂર્વક સ્મશાને જઈ બાળી આવે છે. આથી એક માન્યતા એવી છે કે ભૂલભાર કરેલ શબ જમીનમાં આપો આપ ગળાય જાય, બાકી બધી વિધિ આગળ જણાવ્યા પ્રમાણે છે.

**ધોડિયામાં પરજણ :**

ધોડિયા જાતિમાં પરજણએ વ્યક્તિના મરણ બાદની ઉજવણી સ્વરૂપે સામુહિક રીતે કરવામાં આવતી અંતિમ વિધિ છે. કૂળના આગેવાનો નક્કિ કરે તે પ્રમાણે બે વર્ષ કે ત્રણ વર્ષે મહા મહિના દરમિયાન કૂળના લોકો ભેગા થઈ આ વિધિ કરે છે.

ધોડિયા જાતિમાં દળવી, શિકારી ભોંય, નિતા તળીયા, જોશી, મહેતા, ધનુધર્મી, વાંસફોળીયા,

ધોડીયા, કુંકણી, પાંચબળીયા, તાંબાલેખ, ગરાસિયા, કુંભારીયા જેવા નામના આશરે પોણા બસોથી વધુ કૂળો અસ્તિત્વમાં છે. ધોડિયા આદિવાસીઓમાં એક જ કૂળની એક બીજાને સગા કહે છે. જ્યારે અન્ય સંબંધિઓને 'પોતીકા' કહે છે. એક કૂળમાં લગ્ન વ્યવહાર કરવા ઉપર પ્રતિબંધ છે. અન્ય બાબતો કરતા કરવામાં આવતી પરજણની આ વિધિ સંદર્ભે દરેક કૂળ પોતપોતાનું વિશિષ્ટ આયોજન અને સંગઠન ધરાવે છે.

પરજણનો મહિનો આવે ત્યારે કૂળના આગેવાનો ભેગા થઈ કયા દિવસે પરજણ પકડવું એ નક્કિ કરે છે. પરજણનો દિવસ નક્કિ કરવા ભેગા મળે એને ગાંઠણ પાડવા ભેગા થવાનું કહેવામાં આવે છે. જૂના સમયમાં દરેકને તિથી કે તારીખનો ખ્યાલ ન હોવાથી જેટલા દિવસ પછી પરજણ નક્કિ કરવામાં આવ્યું હોય એટલી ગાંઠો શીતળાના છાલોમાં વાળવામાં આવે એને ગાંઠણ પાડવી એમ કહેવાય. નક્કિ કરી જવાબદારી સોપવામાં આવી હોય તે નાયક એ ગાંઠણ કૂળના લોકોને ત્યાં એક એક આપી આવે અને સાથો સાથ સગાઓને ત્યાં કોઈકનું મરણ થયેલું હોય તે અંગેની પણ માહિતી લેતો આવે. દરેક દિવસ વિતવાની સાથે એક ગાંઠ છોડતો જાય, તે જ રીતે જે સગાને ત્યાં ગાંઠણ આપી આપવામાં આવી હોય તેઓ પણ રોજની એક એક ગાંઠ છોડતા જાય અને છેવટે પરજણનો દિવસ આવી જાય. ત્યારે કૂળના સભ્યો નક્કિ કરેલ સ્થળે ભેગા થાય છે.

**ઉજવણાની વિધિ :**

ઉજવણાની સાંજે સૌ એકઠા થઈ જંગરીયો સળગાવી, કૂળના સભ્યોને સરખે ભાગે ખર્ચ માટે ફંડફાળો એકત્ર કરવાનું કહી ઉજવણામાં ભેગા થઈ ભૌંગુ (પોકારીને) ત્યાં રૂમાલ કે ટુવાલ જેવું કપડું પાથરી એની ઉપર ચોખાની ઢગલીઓ કરવામાં આવે અને જેટલા વ્યક્તિઓના અવસાન થયેલ હોય તે દરેકની બાર બાર કુંઢલીઓમાં પાણી ભરવામાં આવે. ઉપરાંત છાક પાડવાની વિધિમાં ચા, દૂધ, તાડી, દારૂની મરનારના નામની છાક પાડવામાં આવે. છાક પાડતી વખતે ખાખરાના કે વડના પાનમાં દરેકને ચા, દૂધ, તાડી અથવા દારૂ આપવામાં આવે જેમાંથી થોડા પ્રમાણમાં મરનારના નામે જમીન ઉપર રેડવામાં આવે અને બાકીનું પીવું હોય તો પી શકાય અથવા બધું જ જમીન ઉપર રેડી દેવામાં આવે. જો કે હવે સુધારા ઈચ્છતા આગેવાનોના પ્રયત્ન થકી છાક પાડવા માટે મુખ્યત્વે ચા કે દૂધનો ઉપયોગ કરવામાં આવે છે.

મૃતાત્માને શાંતિ માટે જેના થકી ઘોડિયા જાતિની શરૂઆત થઈ હોવાનું માનવામાં આવે છે. એ ધનસિંહ અને રૂપસિંહને ઉદ્દેશીને ઘોડિયા બોલીમાં પ્રાર્થના કરવામાં આવે.

‘ધનાખત્રી, રૂપાખત્રી, આમ્ની ચીઠ્ઠી ચાલ્ના ઉઠી,
કોયે વાઢી નાંઈ માયરાં, કોયે તોડી નાંઈ માયરાં,
નવો જીવડો આમ્નેલો આય, તીયા ત્હુમણેમાં હમાવીલેજા,
આંગેધરજા, પાગેધરજા, હાટે લેજાજા, બજારે લેજાજા,
દાળીયા પૌવા ખાતા જાજા, આજ કરી શાક પડે.’

આમ બોલી મરણ થયેલ હોય અને જેમના ઉજવણા કરતા હોય એ વ્યક્તિઓના નામ બોલવામાં આવે. ઉજવણા દરમ્યાન નાયક દ્વારા હાક મારવામાં આવે કે 'ચાલા રડા...' એટલે હાજર સ્ત્રીઓ રડવાનું શરૂ કરે અને વળી કહે 'ચાલા રડુંના બન કરા...' એટલે રડવાનું બંધ કરે. આમ પરજણ સમયે મરનારના નામનું છેલ્લું રડી લેવાનો રીવાજ છે.

ધોડિયા આદિવાસીઓમાં કૂળનું સંગઠન સામાજિક ન્યાયતંત્ર તરીકે પણ કામગીરી બજાવે છે. કૂળના કોઈ ઘરનાઓ કૂળમાં થયેલ મૃત્યુ પ્રસંગે કરવામાં આવતી ઉત્તરક્રિયા દિવસમાં જો હાજર ન રહેતા હોય તેઓને પરજણ સમયે વ્યવહારૂ રીતે દંડ કે સજા કરે છે. કારણ કે ધોડિયા લોકોની માન્યતા મુજબ સગાઓ દ્વારા ઉત્તરક્રિયા કરવામાં આવે તો જ મૃતાત્મા સદગતિ મેળવે છે. આથી દાહડા સમયે કૂળના દરેક ઘરમાંથી એક વ્યક્તિની હાજરી ફરજીયાત હોય છે. ઉપરાંત એક જ કૂળમાં લગ્ન વ્યવહારનો બાંધ હોવાથી એ નિયમોને ક્યાંક અવગણના કરવામાં આવી હોય કે પછી કૂળના અન્ય નિયમોનું પાલન ન કરવામાં આવ્યું હોય તેવા સંજોગોમાં અહીં પરજણ સમયે વ્યવહારુ રીતે સજા કે દંડ કરવામાં આવે છે.

પરજણ માટે નદી કિનારાનું મોટું મેદાન કે ખેતરાળીયો વાડી ખુલ્લી જગ્યા સવિશેષ પસંદ કરાય છે. અમુક સ્થળોએ તો પરજણના દિવસો દરમ્યાન મોટો મેળો ભરાયો હોય એવો માહોલ સર્જાય છે. એમાં પણ ખાસ કરીને અનાવલના કાવેરી અને કાવેરો નદીના સંગમ તટે બહુધાકૂળના લોકો પરજણ માટે એકત્ર થતા હોય છે.

બદલાતા સમયમાં પરંપરાગત વિધિઓમાં પરજણની વિધિ બ્રાહ્મણો દ્વારા શાસ્ત્રોકવિધિ પણ

કરવામાં આવતી થઈ છે. હવે અમુક કૂળોમાં રાત્રે નહિ પણ ફક્ત દિવસે જ ઉજવણા ધરવાનું શરૂ કરવામાં આવ્યું છે. અત્રે ઉલ્લેનીય છે કે અગાઉ ધોડિયા જાતિમાં મરણોત્તર ક્રિયામાં અવસાન પામેલ વ્યક્તિઓની લાકડાંની, પથ્થરોનું સ્થાપન કરવામાં આવતું, જેને 'ખત્રાં' કહેવાય. એ ખત્રાંની વારે તહેવારે પૂજા અર્ચના કરવામાં આવતી, પરંતુ આ જાતિના લોકો જેમ જેમ અન્ય સમાજના સંપર્કમાં વધુ આવતા ગયા તેમ તેમ શાસ્ત્રોકવિધિ અનુસાર મરણોત્તર ક્રિયા કરતા થયા છે. હવે 'ખત્રાં' લગભગ નામશેષ થવાને આરે છે. તે જ રીતે પરજણની વિધિમાં પણ આ જાતિના લોકો હવે પોતાની આગવી ઓળખ સમાન પરંપરાગત વિધિઓ સાથે શાસ્ત્રોકત વિધિ અનુસાર પણ મૃતાત્માની વિધિ કરતા થયા છે.

## દેવનો ખ્યાલ

### દેવ-દેવીનું નામ

૧. ભોમીની માતા- સદ્‌મનોકામના પૂરી કરવા
૨. દેવડી માડી- સર્વપ્રકારના દુઃખ દૂર કરવા
૩. ચોસઠ જોગણી- મહા રોગ દૂર કરવા
૪. ગોહ્‌માઈ માંડી- ઢોરના દુઃખો દૂર કરવા
૫. ભૂરી માતા- બાળક ન હો તો તેની પ્રાપ્તિ માટે

૬. મરકી માતા- મહારોગ દૂર કરવા માટે

૭. બળિયા કાકા-શીતળા દૂર કરવા

૮. અગાહી માતા- છોકરાને અગાહી થાય તે દૂર ક્રવા.

૯. દેવશામરો- કોઈપણ દુઃખ દૂર કરવા

૧૦. માવલી- ઢોર, માનવી તથા ખેતીની મુશ્કેલીઓ દૂર કરવા.

૧૧. ઘોડીથડ- પ્રસૂતિ વખતે મદદ કરવા.

૧૨. ગોળીગડ- પુરૂષના વૃષણની વૃદ્ધિ થઈ હોય તેને મટાડવા

૧૩. ગોવાળ દેવ- ઢોરના દુઃખ દૂર કરવા.

૧૪. હિમારીયો દેવ- ખાસ કરીને જંગલમાં વાઘ, દિપડા જેવા હિંસક જાનવરોથી ઢોરોના રક્ષણ માટે.

૧૫. કનહરી દેવ- અનાજ વધુ પાકે તે માટે

**ભોમીની માતા :**

ધોડિયા સમાજમાં ભોમીની માતાને ગામની કૂળદેવી તરીકે માનવામાં આવે છે. આજે પણ તેમના ગામે ગામે સ્થાનક આવેલા છે. પૂજા અર્ચના ચોમાસા કે પ્રસંગોપાત બાધાબુધી થતા રહે છે. કારણ કે એ સમયમાં પશુ તેમજ માનવમાં રોગચાળો વધારે હોય છે. પહેલા વરસાદ પછી ભોમીની માતાની આરાધના સમગ્ર ગામ તરફથી બાધા રાખવામાં આવે છે. ભગત ભૂવાના આદેશ મુજબ રાત્રે જાગરણ કરી માતાનું

પુજ-વચન કરી ભુવાઓ ખુબ ધૂણતા સવારે કોયડો કાઢવામાં આવતો. એમા પૂજા અર્ચનાની તમામ સામગ્રી રથ, ધજા વગેરે ઉપાડી ગામના સિમાડા સુધી મુકી આવતા. આમ ભોમીની માતાની પૂજા અર્ચના કરવામાં આવે છે.

**દેવલી માળી :**

ધોડિયા સમાજ આ દેવીને શ્રદ્ધા પૂર્વક માને છે. ભગત ભૂવા દેવલીમાળીને દરેક કાર્યમાં આગવું સ્થાન આપતા દુઃખ, મુશ્કેલી, સંકટ જેવા આફતના નિવારણ માટે બાધા રાખતા હતા. આજે પણ ભગત -ભૂવા દરેક કામમાં દેવલી માળીને આહ્‌વાન કરે છે.

**દેવોની માંગણી :**

દેવમાંગણીમાં ભગત ગામમાં રોગચાળો ન ફાટે, ખેતીવાડી સારી થાય અને પશુ-પ્રાણીઓને રોગ ન લાગે એવા પ્રકારની માંગણી ભગતો કરે છે. ત્રણ જ માંગણીઓ આખા ગામવતી એક જ ભગત માગી લેતો અને આખા ગામનાં લોકો સ્વીકારી લેતા. જે વર્ષોથી ચાલી આવેલી પરંપરા છે. ખાસ કરીને દિવાળીથી હોળીના સમય દરમિયાન આવી માંગણી થતી હોય છે.

**હનુમાજી :**

બામણીયો ભૂત નામનો દેવ કે જેના ઉપર લોકોને વિશેષ શ્રધ્ધા છે. તેમ જ તે પવિત્ર દેવ હોવાથી

તેની પૂજામાં બલિ ચઢાવવામાં આવતી નથી. પરંતુ શ્રીફળ વધેરાય છે. હનુમાનજી, મહાદેવ વગેરે દેવોની પૂજા અન્ય સમાજના લોકોની જેમ જ કરવામાં આવે છે.

દેવ-દેવીની પૂજા મુખ્યત્વે ભગત કરે છે. ઘણા વર્ષો પૂર્વે દેવદેવીને મરઘાં-બકરાં, દારૂ-તાડીનો ભોગ અપાતો હવે શ્રીફળ વધેરાય છે.

## રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા

### ઉત્સવોમાં ભોજનની વાનગીઓ :

હોળી, દિવાસો, દિવાળી વગેરે તહેવારોના દિવસ દરમ્યાન નીચેની વાનગીઓ ભોજન અર્થે બનાવવામાં આવે છે.

**પનેલા :**

પાકેલા કોળાના માવા સાથે, લોટ એલચી મિશ્રણ કરી, પાંદડાને કવર કરી વરાળથી ચડાવેલા રોટલાને ઢેખળા(પનેલા) કહેવામાં આવે છે.

**ઢેખળાં :**

બાફેલા લોટમાં ગોળ, ઘી, એલચી નાંખીને હાથ પર વણીને અર્ધો વાળીને વરાળમાં ચડાવાતા રોટલા

ઢેખળા કહે છે. ખાસ વાનગી તરીકે બનાવવામાં આવે છે. ઉજળિયાતો સાથેના સંપર્કને કારણે હવે સ્થિતિપાત્ર ઘોડિયાઓ, પુરી, ભજીયાં, શ્રીખંડ, કંસાર, રોટલી, પુરણપોળી વગેરે વાનગીઓ બનાવી આરોગતા થઈ ગયા છે. જો કે ભાત સાથે મોળી-દાળ-કઢીનો પ્રકાર નહિવત્ પ્રચાર પામ્યો છે. પહેલાં દાળ, શાકમાં ''વઘાર'' કરવાનું વલણ નહોતું. એટલે કે તેલ, ઘી, શાક, દાળમાં વઘાર વિના જ ''નાંખવામાં'' આવતા. હવે તો વઘારવું ...તળવું...શરૂ થઈ ગયું છે. શહેરમાં સારી નોકરી કરતા ઘોડિયાઓ શ્રીખંડ, ગુલાબજાબું અન્ય મિઠાઈઓ વાર-તહેવારે ખાય છે.

દહીં કે છાશમાં રાંધેલા ભીંડા કે ભાજી ખાવી એ આ જાતિ મનગમતી વાનગી ગણાય છે. પેજવા-ઘાઠા સાથે મીઠા સાથે વાટેલી ''આજીલાની'' ચટણી સ્વાદપૂર્વક ખવાય છે.

ભોજનના શાકાહારી, માસાંહારી પ્રકારો આ જાતિમાં ચાલુ છે.

**ખાનપાનની ટેવ (આદત):**

ડાંગરની સંસ્કૃતિની અસર પામેલી ઘોડિયા જાતિ, એના ખોરાકમાં ચોખા સાથે જુવાર, ઘઉં, વાલ-વટાણા, ચણા અન્ય શાકભાજી તથા દૂધ, દહીં, છાશ, ઘી, માખણ વગેરે આરોગે છે. ભાજીમાં તાંદળજો-મેંથી, ખાટી ભાજી, કોળાના વેલાની ભાજી તથા કોરાળા (એક વૃક્ષની કૂંપણો)ની ભાજી, ચણાના છોડની ભાજી, ઝરકલી ભાજી વગેરે ઘોડિયા જાતિની માનીતી ભાજીઓ છે.

સવારમાં અગાઉના વખતમાં દૂધ કે છાશ સાથે રોટલાનો નાસ્તો કરીને કામધંધે જવાની પ્રથા હતી.

હાલમાં સવારમાં ચાનો વપરાશ ઘણો વધ્યો છે. તેથી શાક, રોટલા સાથે ચા કે દૂધનો નાસ્તો કરી કામ ધંધે જવાનો છે.

બપોરે દાળ, ભાત, ચટણી, શાક (કોઈ કોઈ વાર) આરોગે છે. ભાત સાથે કઢી હોવી એ ભાવતું ભોજન ગણાય છે.

સાંજે રોટલા, શાક અને દૂધ કે છાશ (ઘરમાં ગાય, ભેંસ કે બકરી હોય તો) પહેલાં શાક તરીકે વાલ કે વાલની દાળનો બહુ જ ઉપયોગ થતો. હાલમાં બીજૂં કઠોળ પકવતા હોવાથી ચણા, અડદ, વટાણા, વાલખડી, તુવેર દાળનો ઉપયોગ કરે છે. ખાવા પૂરતી શાકભાજી પકવતા રહેતા હોવાથી વેંગણ, ટાંમેટા, કાંદા વગેરે પણ ખાય છે.

ગરીબ સ્થિતિના માણસો  સવારે પોતાને ઘરે નહિવત્ નાસ્તો કરીને મોટે ભાગે ચા પીને કામધંધે જાય છે. પરંતુ બીજાને ત્યાં મજૂરી કરવા નિમિત્તે જનારને જેને ત્યાં રોટલો, શાક સાથે ચા....વગેરેનો નાસ્તો અચુક આપે છે જેથી ધાર્યું ખેતી કામ થઈ શકે.

ગરીબ ધોડિયા કુટુંબોમાં તથા કેટલાક સ્થિતિપાત્ર કુટુંબોમાં ચોખાનું પેજવું...ભડકું....અથવા જુવારના લોટનું ઘાઠું...ભડકું તેમાં છાશ હોય તો તે નહિ તો માત્ર આમલીનું પાણી નાંખીએ ખાસ બનાવવામાં આવે છે. તે સવારે, બપોરે કે સાંજે મુખ્ય ભોજન પછી મચુક પીવામાં આવે છે. એનાથી ભોજન ''આરોગ્યાની'' શાંતિ મળે છે. ગરીબો કે જેમને પૂરતો ભાત કે પૂરતા રોટલા પણ ખાવાના મળતા નથી. તેઓ તો પેજવાથી કે ઘાઠાથી ભૂખ લાગે તેમ પીને પોતાનું '' પેટ ભરે'' છે અને ભોજન ''આરોગ્યનું'' મન મનાવે છે.

સવારે આવેલો મહેમાન બપોરે સ્વગૃહે જાય તો તેને ''બપોરિયું''કરાવ્યા પછી જ જવા દેવાનો રિવાજ ધોડિયા જાતિમાં ચાલી આવેલો છે. તદ્દન ગરીબ કુટુંબો ડાંગરના અતિઝીણાં ''કૂસકા'' સાથે લોટ ભેળવીને રોટલા ખાય છે.

કુટુંબનો કોઈ સભ્ય અભ્યાસાર્થે ગયા હોય ત્યાંથી કે નોકરીએ ગયા હોય, ત્યાંથી સ્વગૃહે આવે ત્યારે અગાઉથી ખવાતા આવેલા, વરાળથી ચડાવતા રોટલા બનાવે છે.

## ખેતી સંબંધી વિધિ

ધોડિયા સમાજનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે. આ સમાજના લોકો પણ અનાદિકાળથી ખેતી કરતા આવ્યાં છે. આજે પણ ખેતીના કાર્યને વળગી રહ્યાં છે.

દેવો -દેવીઓની પૂજ ભગત મુકે છે. એમાં ધરતી, આકાશ, પાણી, ડુંગરો, નદીઓ, વૃક્ષો, જંગલ, ખીણ, કોતરો, પશુપંખીઓ, પ્રાણીઓ, જનજનાવર, દરિયો, જળદેવો, ચંદ્ર, તારા, સૂર્ય, ધરતી ઉપર આદિવાસીઓના જેટલા દેવી-દેવો છે તેમના નામો અને પાક ધાન્યના નામો બોલીને પૂજ મુકવામાં આવે છે. ભગતના હાથમાં ચોખાના દાણા હોય છે. દેવો-દેવીઓના સ્થાનક આગળ પોતાની હાથની મુઠ્ઠીમાંથી થોડા થોડા ઢગલીના રૂપમાં મુકતા જાય છે. તેને પૂજ મુકી એમ કહેવામાં આવે છે.

### પ્રજનન સંબંધી માન્યતા

જે સમયે સ્ત્રી માસિક ધર્મમાંથી ચોખ્ખી થયેલી હોય, પુરૂષ અંધારીયામાં શરીર સંબંધ બાંધે અને સ્ત્રીને જો ગર્ભ રહે તો છોકરો જન્મે છે. જ્યારે અજવાળીયામાં શરીર સંબંધ બાંધે અને ગર્ભ રહે તો છોકરી જન્મે છે.

### ગુઢવિદ્યા

**ભગતની ગૂઢવિદ્યા :**

ભગત એટલે ધૂણનારો માણસ કે દેવો સામે અન્યનું દુઃખ દૂર કરવાનો દાવો કરનાર, પશુ-પક્ષીઓનો બલિ ચઢાવનાર એવા બધા ખ્યાલો સામાન્ય રીતે જન માણસ ઉપર હોય છે. જ્યારે અરણ્ય વિસ્તારમાં પાંગરેલી સંસ્કૃતિના તાણાંવાણાં જીવનમાં ગૂથનાર આદિવાસી જનસમુદાયને મન ભગત એટલે પૂજનીય વ્યક્તિ. ભગત આગવું સ્થાન ધરાવતો હોય એ બાબતને અંધશ્રદ્ધા સાથે વણીલઈને મૂલવવામાં આવતી હોય. આદિવાસીઓના દૃષ્ટિકોણ મુજબ જો ભગતને જાણવામાં આવે તો એના ઉજળા પાસા પણ ધ્યાન પર આવી શકે.

ગુજરાતના આદિવાસીઓમાં પૂજારો, ભોંયો, બડવો, વગેરે અલગ અલગ નામોથી ભગતને ઓળખવામાં આવે છે. આદિવાસી જીવનમાં ભગતનું મહત્ત્વનું સ્થાન હોય છે. આદિવાસી જીવન શૈલી,

રીતરિવાજો પરંપરા મૌખિક સાહિત્ય, પ્રાકૃતિક લગાવ, ઋતુચક્ર સાથે વણાયેલા ઉત્સવો, પશુપાલન અને ખેતીનો વ્યવસ્યા વગેરે કારણો સંબધિત છે. એમ કહીએ તો બિલકુલ ખોટુ ન હોઈ શકે.

ભગતનું એક સ્વરૂપ વનસ્પતિઓના જાણકાર વૈદ તરીકેનું જ્યારે બીજું સ્વરૂપ એટલે ધાર્મિક ક્રિયાઓ, ઉત્સવોની ઉજવણી, સામાજિક રીતરિવાજોની જાણકારી, પોતાના સમાજના ઈતિહાસના પૃષ્ઠોની માહિતી, જુદી જુદી લોકકથાઓની માહિતી ધરાવતી વ્યક્તિ આદિસમાજમાં ગુંજતા ગીતો વગેરેમાં પણ તે અગ્રે વ્યક્તિ હોય છે. આદિવાસી સમાજમાં હોળી, દિવાળી કે દિવાસા જેવા પ્રસંગોએ જે વિધિ વિધાન કરવાના હોય તે ભગત વિના અશક્ય બને. દરેક ધાર્મિક કે સામાજિક પ્રસંગોએ ભગતની હાજરી અચૂક હોય કારણ કે આ બધામાં એજ જાણકાર ગણાય છે. ભગતના મંત્રો કોઈ તાડપત્ર ઉપર સચવાયેલા હોતા નથી. પણ ભગત જ્યારે

હે ... દેવલીમાડી, ગોહમાય માડી, ચોહટ જોગાણ, ખાપર જોગાણ,

ભૂરીમાંદાન, હિમરીયો દેવ, કાકાબળિયા, ગામદેવ, કાળિયોભૂત, ધોળીયો ભૂત, ભરમદેવ, નડંગદેવ, કણીકંસેરી, યાહામોગી, નાગદેવ, વાઘદેવ, બ્રાહ્મણીયો ભૂત, રૂહમેલ, ખોડીભૂખની, મૂથ્થમ, ઝાટકાદેવી, ફટકાદેવી, મેરીમાતા, ખૂટાડીયા, ટીટાડીયા, ઈગાડીયા, ઈહમાઈ, માદેવ, અહરમાનદેવ, દુરપતી, સત્તરશીંગી, મેંમાઈ, કાળોકાકડ.... વગેરે દેવ દેવીઓના નામો લઈને દેવોને આમંત્રે છે, ત્યારે ભલભલા પંડિતો ભગતોના મોં સામે એકીટસે જોઈ રહે એમાં શંકાને સ્થાન નહિં.

જુદાં જુદાં પ્રસંગોએ જુદી જુદી કથાઓ ગવાતી હોય તે પણ આ જાણકાર ભગતોને આભારી હોય છે અને એના થકી જ આજે આદિવાસી સમાજનું જે કઈ મૌખિ સાહિત્ય ટકી રહેલ છે.

**ધાર્મિક વિધિ અને ભગત :**

ધોડિયા જાતિમાં મૃત્યુ ક્રિયા-ઉત્તર ક્રિયા, અવસાન પામનાર વ્યક્તિનું ''ખતરું'' બેસાડવું, સામુહિક શ્રાધ્ધ ક્રિયા ''પરજણ'' બાધા, માનતા મૂકવા માટે દેવદેવીના સ્થાનકે જઈને કરવાની ક્રિયા, લોકોને તાવ, માથુ કે પેટ દુઃખવું, બળદ મરી જવો, વ્યક્તિનું મૃત્યુ થવું વગેરે બાબતોમાં ધાર્મિક વિધિ કરવામાં આવે છે. ધાર્મિક ક્રિયા માટે તેઓ ''ભગત'' પાસે જાય છે. ''ભગત'' ધાર્મિક વિધિ કરે છે. દુઃખી લોકો પોતાના દુઃખ દૂર કરવા માટે ''ભગત'' પાસે જાય છે. ભગતના ઘરે જનાર લોકો દરદી બનનારના માથા પર ચોખાના દાણા ''ઓવારી'' ને તેમાં તાંબાનો એક પૈસો (હવે નવી જાતના પૈસા) મૂકીને તેની પોટલી કરી ભગતને ત્યાં લઈ જાય છે. તે દાણાને જોઈને ભગતો દર્દીના રોગનું ''નિદાન '' કરતા હોય છે.

**દેવ-ભૂત પ્રેતાદિ સંબંધમાં માન્યતાઓ :**

દેવ-દેવી કે ભૂત-પ્રેત સાથેના સંબંધમાં કોઈ કસૂર થવાથી પોતાનો શારીરિક કે માનસિક દુઃખો આવે છે. એવી ધોડિયા જાતિની માન્યતા આજ સુધી ચાલી આવે છે. પોતાને થતા શારીરિક કે માનસિક દર્દો, દેવ-દેવી કે ભૂત-પ્રેતને પૂજાપો (નાળિયેર, ફૂલ, મરઘી, બકરી કે દારૂ) આપવાથી સંતુષ્ઠ થશે અને તેમનું

ધાર્યુ કામ સફળ થશે એવી માન્યતા પ્રચલિત છે. જો કે શિક્ષણમાં હવે ભગતનું સ્થાન બ્રાહ્મણો અને ડૉક્ટરો લેવા લાગ્યા છે. આમ છતાં ભગતને માનનાર લોકોની સંખ્યા આસરે પાંસઠ ટકા ગણી શકાય.

**દેવ-દેવી, ભૂત-પ્રેતનું નડતર દૂર કરવાની રીતો :**

દર્દીના માથા ઉપર ચોખા કે કાળા મગના દાણા ઓવારી તે દાણા ભગત પાસે લઈ જવામાં આવે છે. ભગત તે દાણા હાથમાં લેતો જાય અને ધૂણતો જાય. જયારે ધૂણવાની ગતિ વધવા માંડે, ત્યારે ભગતમાં દેવ-દેવી હાજર થયા કે ભૂત-પ્રેત ''સાક્ષાત'' આવ્યા ગણાય, તે પછી તે ધૂણતા, જે વેણ બોલે તે ''માનવ'' ભગત નથી બોલતો પણ ''સાક્ષાત્ દેવ-દેવી કે ભૂત-પ્રેત બોલે છે'' એમ શ્રધ્ધાથી માનવામાં આવે છે અને જે જે બાબત બોલાય, તે પ્રમાણે અવશ્ય કરવું જ પડે અને તે પ્રમાણે આચરવાની જ આવી પડેલું દુઃખ દૂર થઈ જશે એવી શ્રધ્ધા સાથે લોકો ઘેર જાય છે. સામાન્ય રીતે ધૂણતા ભગત તરફથી નીચે પ્રમાણેની સૂચનાઓ દર્દીઓ લઈ જાય છે.

૧. તેલનો વઘાર ન કરવો. તેમજ દૂધ, દહીં, ઘી વગેરે હાલમાં ન ખાવું

૨. નવું પાકેલુ ધાન્ય બાધા મૂકીને જ ખાવું

૩. અમુક સમય સુધી અથાણું ખાવું નહિ

૪. અમુક મુદત પછી બાધા, માનતા મૂકવા માટે શ્રીફળ, ચોખા, મરઘી, બકરી, ફૂલ અમુક દારૂનો ભોગ સંબંધિત દેવ-દેવી કે ભૂત-પ્રેતને ચડાવવો

૫. તે શ્રધ્ધા ભક્તિ દ્વારા દર્દ સારું કરવા સલાહ આપે છે અને દાક્તરને ત્યાં જવાની સંદતર ના પાડે છે અને જણાવે છે કે દાક્તરને ત્યાં જશો તો રોગ ઘણો વધી જશે.

દેવ-દેવીને નામે ભગતો ઠીકઠીક પ્રમાણમાં વસ્તુઓ માંગે છે. તે વસ્તુઓનો દેવ-દેવી કે ભૂત-પ્રેતને ભોગને બહાને માંગવામાં આવે છે. તેમાંથી ભોગ આપતા વધેલું (હંમેશા વધે જ ) હોય તે પોતે આરોગે છે.

## વારસાઈ

### સમાજ પાસેથી મળતી વારસાઈ

વ્યક્તિને સમાજ પાસેથી વારસામાં સાંસ્કૃતિક જીવન વ્યવહારની રીતભાત, પરંપરાનું જ્ઞાન અને આગલી પેઢીના અનુભવોનો નિચોડ પ્રાપ્ત થતો હોય છે.

### કુંટુંબ પાસેથી મળતી વારસાઈ

### પિતાનું કર્જ કે વચન

માતા-પિતા એ જીવતે જીવન કોઈ પાસેથી કર્જ લીધેલું હોય અને જો માતા-પિતા તેને ચૂકવી શક્યા ન હોય તેવા સમયે મૃત્યુ પામ્યા હોય તો એવા સંજોગોમાં માતા-પિતાએ કરેલું દેવું પોતાના

પુત્રને માથે વારસાના રૂપમાં આવતું હોય છે. તે દેવું પુત્રએ પોતાના માથે લઈ ભરપાઈ કરવાનું હોય છે. ક્યારેક માતા-પિતા જીવતે કોઈને કોઈ વસ્તુ કે મિલકત આપવાનું વચન આપી ગયા હોય તો તે વચન તેના પુત્રએ નિભાવવું પડતું હોય છે.

**મિલકત, જમીન, ઢોરઢાંખર**

માતા-પિતાની મિલકત, જમીન અને ઢોરઢાખર પુત્રને વારસામાં મળે છે. જો માતા પિતાને બે કે ત્રણ દિકરા હોય તો તેવા કુટુંબમાં ક્યારેક માતા-પિતા જીવતા હોય ત્યારે જ પોતાની મિલક્ત અને જમીન તથા ઢોરઢાખરની વહેંચણી કરી આપે છે. ક્યારેક તેમના મરણ પછી દિકરાઓ પંચોની સાક્ષીએ મિલકતની વહેંચણી કરી લેતા હોય છે.

## કરાર, બોલી, કબૂલાત

**વ્યવસાય :**

કોઈની જમીન સમાજનો કોઈ અન્ય વ્યક્તિ વ્યવસાય માટે ઉપયોગ કરવાનો હોય તો જે તે જમીનનો માલિક વ્યવસાય માટે વાપરવા માગતા વ્યક્તિ સાથે મૌખિક કરાર કરે છે. તે જમીનના બદલામાં એ વ્યક્તિ જમીન માલિકને કોઈક વસ્તુ કે પૈસા અમુક મુદતના સમયગાળા માટે આપે છે.

**જમીન વહેંચણી :**

એક જ કુટુંબમાં કયારેક બે ત્રણ ભાઈઓ હોય તો જમીન વહેંચણી માટે લેખિતમાં કરારો થતા નથી. ભાઈઓની વચ્ચે સરખા ભાગે જેટલી જમીન આવતી હોય તેટલી પંચો વડે વહેંચણી કરી આપવામાં આવે છે.

**પશુઓની લે-વેચ**

સમાજમાં કોઈપણ વ્યક્તિ એક-બીજાને પરસ્પર છેતરતા નથી. તેથી કોઈ પશુની લે-વેચ માટે એક બીજા પર વિશ્વાસ રાખીને ખરીદી થતી હોય છે. લેનાર કે વેચનાર બંન્ને પક્ષ તરફથી લેખિતમાં કોઈ કરાર થતા જોવા મળતા નથી, પરંતુ મૌખિક કરારના આધારે જ આ પ્રકારની લે-વેચ થતી જોવા મળે છે.

**ઝઘડાની પતાવટ**

ગામમાં કુટુંબ કે વ્યક્તિના ઝઘડાઓની બાબતમાં પણ પંચો મોટા ભાગે મૌખિક કરારથી પતાવટ કરતાં હોય છે. ક્યારેક અપવાદરૂપ કિસ્સાઓમાં કેટલાક એવા ઝઘડાઓ હોય કે જેના પતાવટ માટે પંચોને લેખિત કરારનો પણ આધાર લેવો પડતો હોય એવું જોવા મળે છે.

**બહુપત્નીત્વ :**

કોઈ પુરૂષ પોતાની પહેલી પત્ની ઉપર બીજી પત્ની કરે તો તે ક્યારેક સમાજમાં સારુ પણ ગણાતું

જોવા મળે છે. કેટલાક કુટુંબમાં સ્ત્રી વાંજિયા હોય ત્યારે પોતાની પ્રથમ પત્નીની સહમતિથી બીજી પત્ની રાખતા જોવા મળે છે. ક્યારેક પુરૂષ કોઈ યુવાન છોકરીના પ્રેમમાં પડીને તેને બીજી પત્ની તરીકે પોતાના ઘરમાં લાવે છે. તેવી ઘટનામાં પણ ઝઘડાની પતાવટ પંચો દ્વારા મૌખિક કરાર વડે થતી હોય છે.

**દત્તક લેવું :**

કોઈ કુટુંબમાં એક પણ બાળક ન હોય અને મિલકત વધારે હોય તો તેવા કુટુંબના વડાને ક્યારેક પોતાના સગાભાઈઓના દિકરાઓમાંથી કોઈ એક પુત્રને પોતાની મિલકતનો વારસદાર બનાવવાના હેતુથી તેઓ પુત્રની માંગણી કરતા હોય છે. જો તેમના ભાઈઓ કે સગાવ્હાલાઓ તેમને કોઈ દિકરો આપતા હોય તો મિલકતના વારસદાર તરીકે મૌખિક કરારની બોલીથી બંધાઈને જ વ્યવહાર કરતા હોય છે. તેના માટે લેખિત કરાર થતા જોવા મળતા નથી.

**લગ્ન પૂર્વેના જાતિય સંબંધોના કરારો**

છોકરી છોકરાના પ્રેમમાં પડે અથવા કોઈ છોકરો છોકરીના પ્રેમમાં પડે ત્યારે તેઓ એકબીજા ઉપર વિશ્વાસના કરારથી પ્રેમ કરતા જોવા મળે છે. મોટે ભાગે છોકરાઓ છોકરીઓ પાસે પ્રેમની માંગણી કરતા જોવા મળે છે. જ્યારે તેઓ પ્રેમની માંગણી કરે છે ત્યારે છોકરી તેની સામે એક વચન મુકે છે. કે જો તુ મારી સાથે લગ્ન કરવાનો હોય તો જ હું તારી સાથે બોલુ કે તને પ્રેમ કરું. આ વચન મૌખિક કરારના રૂપમાં

જોવા મળે છે. આવા પ્રેમમાં પડેલા છોકરા છોકરીઓ લગ્ન પૂર્વે જાતિય સંબંધ બાંધતા હોય છે. પરંતુ તેમાં લગ્નના મૌખિક કરારનો આધાર રહેલો જોવા મળે છે.

**લગ્ન :**

સમાજના રિતરિવાજ પ્રમાણે છોકરો છોકરીના લગ્ન લેવાતા હોય તેમાં બંન્ને પક્ષ તરફથી કોઈપણ પ્રકારના લેખિત કરારો થતા જોવા મળતા નથી.

**ઘર જમાઈ/ ખંધાડિયો**

ધોડિયાઓમાં ઘર જમાઈની પ્રથા નજીવી જોવા મળે છે. જે કુટુંબમાં એક પણ છોકરો ન હોય તેવા કુટુંબમાં માતા-પિતાની મિલકત સાચવનાર કે પાછલી પેઢીમાં લઈને ચાલનાર એક છોકરી માટે ઘરજમાઈ લાવે છે. ઘરજમાઈ લાવવાના આવા પ્રસંગોની પણ કોઈ પ્રકારે લેખિત કરારો થતા જોવા મળતા નથી. સમાજ તેવા પરિવાર પર વિશ્વાસ રાખીને મૌખિક કરારના આધારે ઘરજમાઈ તરીકે આવનાર વ્યક્તિને વિશ્વાસ રાખે છે.

## સમાજનો પંચ/કાનૂન

**પટેલ :**

ધોડિયાઓના દરેક ગામમાં એક સમાજના નાત પટેલ હોય છે અને તેને મુખી પણ કહેવાય છે. આવો વ્યક્તિ સમાજમાં મોભાધાર ગણાતો હોય છે. તેનું પોતાના ગામ પર વર્ચસ્વ રહેતું હોય છે. તેની જીવવાની રીત અને ગામના નાના મોટા સાથે વર્તવવાનો વ્યવહાર જોઈને તથા ગામના સામાજિક પ્રસંગો કે ઘટનાઓમાં આગળ રહીને નિર્ણયોમાં ભાગ લેતો અને વિશ્વાસુ જણાતો વ્યક્તિ ગામના નાત પટેલ બની શકે છે. આજે પણ જયાં શિક્ષણનું પ્રમાણ ઓછું દેખાય છે. ત્યાં ગામના મુખી તરીકે પટેલને બોલાવવામાં આવે છે. પરંતુ જયારથી સરપંચોની ચૂંટણીઓનું રાજકારણ ગામડાઓમાં પ્રવેશ્યું ત્યારથી નાત પટેલોના પરંપરાગત સ્થાનનું મહત્વ ઘટતું ગયું છે. તેમ છતાં ગામમાં નાત પટેલોને સામાજિક પ્રસંગો જેવા કે લગ્ન, મૃત્યુ કે અન્ય પ્રસંગોમાં સરપંચો કરતા નાત પટેલનું સ્થાન અગ્રેસર હોય છે.

**ભગતઃ( બડવો)**

ધોડિયા સમાજમાં લાંબી અને ગૂઢ વિધિ વિધાનોની પરંપરાની જાણકારી તરીકે તેનું મહત્ત્વ મુખી જેટલું જ ક્યારેક મુખીથી પણ મોટું દેખાય છે. ગામના ઢોરઢાંખર કે જીવજંતુથી માંડીને વ્યક્તિની સલામતી માટે ભગત તેના આસ્થાના દેવ-દેવીઓને મનાવી, સામુદાયિક જીવન માટે પ્રાર્થના, મંત્રો અને કથા-

વિધિઓ કરીને ગામને માંદગીમાંથી મુક્ત કરવા કે ખેતીની બરકત માટે પૂજા વિધિ કરવા સુધીનું કાર્ય કરે છે. તે પ્રાકૃતિક તત્ત્વો સાથે પોતાના જીવનને જોડીને જીવનારો એક આધ્યાત્મિક પુરૂષ છે. તે વરસાદના વાદળોને મેઘ માટે રીઝવનારો, વનસ્પતિ વૃક્ષો અને જીવજંતુઓ સાથે જીવનવ્યવહાર રચનારો વિશિષ્ટ વ્યક્તિ છે. તેને આધારે તે વિશાળ પ્રકૃતિ અને જીવજગત વિશે વિચારીને જીવનારો વ્યક્તિ છે.

**ચાંદલા વિધિ અંગે :**

(૧) કન્યાને જોવા છોકરો કે અંગત સગાઓ આવે ત્યારે કન્યા ચા પાણી આપે તે પુરતુ નથી, બંન્ને વચ્ચે મુલાકાત ગોઠવવી.

(૨) છોકરા- છોકરીની પસંદગીબાદ બંન્ને પક્ષોની સામસામે બેઠક રાખવી તે જ સમયે ચાંદલાની તારીખ, સમય, ઘરેણા, કપડાં, જાન, જમણ, કે અન્ય કોઈ આપલેની વિગતો ચર્ચામાં લેવી બન્ને પશ્રો સંમત થતાં લખાણ અવશ્ય કરવું.

(અ) બન્ને પક્ષવાળા એકજ સ્થાને એકજ દિવસે પરસ્પર ચાંદલા વિધિ કરી શકશે.

(બ) કન્યા પક્ષવાળા પ્રથમ વરપક્ષે ચાંદલો કરવા જશે વરપક્ષ વાળા લગ્નના દિવસે પ્રથમ ચાંદલા વિધિ કરે અને બાદમાં લગ્ન વિધિ કરે.

(૩) ચાંદલા વેળાએ કન્યા પક્ષવાળા સવાશેર સાકર નાળિયેર, ટુવાલ, શર્ટપીસ, પેન્ટપીસ, ફૂલહાર, પુજાપો લઈને આવશે. તેજ રીતે વરપક્ષે પણ સાકર, નાળિયેર, ફૂલહાર, પુજાપો, એક સાડી અને બ્લાઉઝ

પીસ આપવાના રહેશે.

(૪) દહેજ પ્રથા સંપૂર્ણ બંધ કરી છે.

**લગ્નપ્રસંગ :**

(૧) લગ્ન બે દિવસના કાઢવા છોકરી પક્ષ વાળા લગ્ન લઈને વર પક્ષના ઘરે જશે.

(૨) વરપક્ષવાળઆ જાન લઈને જશે. કન્યા પક્ષની સ્થિતિ અનુસાર જાનૈયાની સંખ્યા રાખવી. મર્યાદા સ્વીકારીને ચાલવું.

(૩) ચાંદલા વિધિ કે લગ્ન સમયે કરવામાં આવતી વિવિધ વિધિમાં જરૂર હાજરી આપવી. ફકત જમણવારમાં ભાગ લેવો એ વહેવાર એ લાંછન રૂપ છે.

(૪) લગ્નમાં કે ચાંદલામાં દરેક પ્રસંગે સમગ્ર ગામ તળનાં લોકો માટે ભોજન આપવું નહીં. સમગ્ર ગામતળને ભોજન આપવું ફરજીયાત નથી.

(૫) લગ્નવિધિ વૈદિક વિધિ, બ્રાહ્મણવિધિ, સમાજીક વિધિથી કરવી.

(૬) સુધારક લગ્નને સમાજ આવકારે છે. બન્નેપક્ષો રાજી હોય તો સમાજના આગેવાનો ફૂલહાર જેવી સાદી વિધિથી લગ્ન કરાવી શકશે.

**ફારગતી કે અન્ય તકરારો અંગે :**

(૧) લગ્ન થયા પછી વર કે વધુ પક્ષ તકરાર ઉભી થાય તો પંચ સમક્ષ ફરિયાદ કરવી.

(૨) ફારગતી માટે ધણા-ધણીયાણી વચ્ચે ૨ વર્ષ સુધી કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોય તો, તે પછી સમાજમાં ફરિયાદ આપવી.

(૩) ફારગતી છુટા છેડા શકય હોય ત્યાં સુધી પંચે કરવું નહીં બન્ને પક્ષકારોને સંપૂર્ણ પણે પોતાની વાત રજુ કરવાનો સમય આપવો. વિચારણા માટે સમય આપવો.

(૪) પંચનો નિર્ણય બંન્ને પક્ષકારો એ કબુલ કરવાનો રહેશે.

**અશુભ પ્રસંગ અંગે :**

(૧) મરણ પ્રસંગે સમાજના દરેક સભ્યે બે રૂપિયા ફાળો આપવો. આવી શકાય તેમ ન હોય ત્યારે પણ ફાળો અચૂક મોકલાવવાનો રહેશે.

(૨) લાશ પર મૂકેલા પૈસા લઈને કલ્યાણ ફંડમાં આપવા.

(૩) જણસ, રૂપિયા, બાળી ન મૂકતાં સમાજમાં જમાં કરાવે છે.

(૪) સૌભાગ્યની નિશાની બંગડી ઉતારી, મંગળ સૂત્ર ઉતારવું, ચાંદલા ભૂસવાં પરંતુ હાલ જે બ્લાઉઝઉતારવાની પ્રથા છે, તે સંદતર બંધ કરવામાં આવે છે.

(૫) બારમાં સુધી દુખી માણસને મળવા જરૂર મંડળનો ઉપયોગ ઈચ્છનીય છે. બેસવા જવું પિયર બેસવા જવાનો રિવાજ આપણા સામાજમાં નથી. તે ધ્યાન રાખવું.

(૬) બારમાની વિધિ બારમાનાં દિવસે જ કરો. આગળથી બહાર જઈને હારાવવાની જરૂર નથી.

(૭) બારમાના દિવસે મિષ્ટાન ભોજન ન રાંખવું. સાદું, ભોજન કે ચા, પાણી કરવા.

(૮) વાર તહેવારે વહેલી સવારે છેડો વાળવો નહીં.

(૯) સિમાં પર વસ્ત્રો, ચંપલ, ચશ્માં, લાકડા વગેરે મૂકવા નહીં ઉપયોગી વસ્તુ દાન કરો. બિન ઉપયોગી હોય તો બાળી મુકો. ગંદકી થાય તેમ કરવું નહીં. વિસામા પર માત્ર હાંડલી મૂકવી અન્ય કોઈ વિધિ કરવાની જરૂર નથી.

(૧૦) બહાર ગામથી ખાસ સગાઓ જેવાં કે પુત્ર, પુત્રી કે કુંટુંબીજન આવવાના હોય તો રાહ જોવી.

**જમીન વહેંચણી અંગે સમાજના નિયમો :**

કોઈ કુટુંબમાં માતા-પિતાની હયાતીમાંજ દિકરાઓમાં જમીનની વહેંચણી કરવાની બને તો એવા કિસ્સામાં પંચોની મહત્વની ભૂમિકા રહેતી હોય છે. એવા કિસ્સામાં પંચો ભેગા થઈને ભાજગડી જમીનને સરખે ભાગે વહેંચી આપે છે. પ્રથમ તો પંચો આખુ ખેતર દોરીથી માપણી કરી લે છે. તે પછી બે કે ત્રણ ભાઈઓ વચ્ચે કેટલી દોરી જમીન આવશે. તે અંગે ચોક્કસ નિર્ણય લેતા હોય છે. ત્યાર પછી બધાને સરખા ભાગે જમીન આવે તે રીતે જમીનની વહેંચણી કરે છે. મુખ્યત્વે જમીનની વહેંચણી વખતે કેટલીક ખાસ

બાબતો ધ્યાનમાં લેવાતી હોય છે.

- ખેતરની સારી જમીન કોઈ એકના જ ભાગમાં જતી રહે તે રીતથી ખેતરના ભાગ પાડવામાં આવે છે.

- ભાગ નક્કી કરી છેડા ઉપર પથ્થર મૂકીને નિશાનીઓ કરી લેતા હોય છે. એ નિશાનીઓને અંતિમ ગણવામાં આવે છે.

- જો કોઈ જમીન બાબતે ઝઘડો કરે તો તેને પંચ ભેગી થઈને અમુક રકમ દંડવામાં આવે છે.

- ઘરમાં માતા-પિતા હોય તો તેને પણ એક હિસ્સો જમીનનો ભાગ કાઢવામાં આવે છે.

**ચોમાસુ પાકમાં ભાગિયા ખેતીના નિયમો :**

- ચોમાસા પાકની ભાગિયા ખેતીમાં ખેતરના માલિક અને જેને ભાગમાં ખેડવા માટે લીધેલ વ્યક્તિ વચ્ચે પાકના બે સરખા ભાગમાં વહેંચણી કરવામાં આવે છે.

- ખેતરના માલિકને માત્ર બિયારણ અને ખાતરના ખર્ચમાં ભાગીદારી રાખવી પડતી હોય છે.

- ભાગિયાને હળલાકડું અને નિંદામણ વગેરેનો તમામ ખર્ચ કરવાનો રહે છે.

- ખેતરમાં જ્યારે પાક તૈયાર થઈ ગયા હોય ત્યારે ભાગિયો પાકની લણણી કરી ખડામાં સાફસુફ કર્યા બાદ ખેતરના માલિકને બોલાવે છે. ત્યાં સુધીની બધી કામગીરી ભાગિયાએ કરવાની હોય છે. ખડામાં અનાજ ચોખ્ખું થઈ ગયા પછી ખેતરનો માલિક ત્યાં પહોંચે છે. જે પાકેલો પાક તેના બે ભાગ કરી વહેંચી

લેવામાં આવે છે.

**ભાડે (દાણે) આપેલ જમીનના નિયમો :**

- ભાડે આપેલી જમીનના કરારો પણ પંચોની હાજરીમાં લેખિત કે મૌખિક રીતે કરે છે.

- ભાડાની ગણતરી ખેતરમાં થતા પાકના અંદાજની રકમ પ્રમાણે રહેતી હોય છે. જો માલિકને બે વર્ષ માટે પોતાની જમીન ભાડે આપેલી હોય તો કુલ પાકના અંદાજીત રકમના બમણા રૂપિયા ભાડે લેનારે પંચોની હાજરીમાં રૂબરૂ ચૂકવવાના હોય છે.

**મિલકત(સંપત્તિ)ની વહેંચણીના નિયમો :**

- ઘરની વહેંચણીની બાબતે જો માતા-પિતાના ત્રણ દિકરા હોય અને ચાર ઓરડાવાળુ ઘર હોય તો કોઈ પ્રકારના ઝઘડા વગર માતા-પિતા પોતે પુત્રોને એક એક ઓરડો સોંપી દે છે. આથી પરિસ્થિતિમાં ગામના પંચોને ભેગા કરવા પડતા નથી.

- જ્યારે ઘરના ઓરડા પુત્રોની સંખ્યા કરતા ઓછા હોય અને ઘરની વહેંચણી વાત બને ત્યારે કેટલાક ઘરોમાં બધા ભાઈઓ મળીને ખુટતા ઓરડા બનાવી દરેક એક એક ઓરડાની વહેંચણી કરી લેતા હોય છે.

- ઘરમાં માતા-પિતા અલગ રહેવા ઈચ્છતા હોય તો તેમના માટે પણ એક અલગ ઓરડાનો ભાગ પાડવામાં આવતો હોય છે. જો તેમને અલગથી રહેવું ન હોય તો તેઓ કોઈ એક દિકરા સાથે રહેતા હોય

છે.

- ઘરની વહેંચણીની બાબતે કેટલાક કિસ્સાઓમાં માતા-પિતાનું જૂનુ ઘર ખોલી કાઢીને ભાઈઓ સરખા ભાગે વહેંચણી પણ થતી હોય છે.

- પિતા અને પુત્રોના કેટલાક ઝઘડાઓમાં ક્યારેક ઘરના અનાજના પણ સરખા ભાગ કરી વહેંચી લેવાય છે.

- માતા-પિતા પાસે રહેતા સોના ચાંદીના ઘરેણા કે રોકડ રકમ તેમના જીવતે જીવત દિકરાને કદાચ ન મળે પણ તેમના મરણ બાદ માતા-પિતાની સંપત્તિ આપમેળે દિકરાને મળતી હોય છે.

**સમાજની ભાષા :**

કોઈ પણ આદિવાસી જાતિના કંઠોપકંઠે આગવા સાહિત્ય વિશે કે પછી સંગીત કે કલા વિશે શોધ-સંશોધન કે અધ્યયન કરવું હોય તો, તે જાતિની ઉત્પત્તિ, ભાષા કે બોલી અને સાંસ્કૃતિક પરંપરાઓની વિશેષતાનો અભ્યાસ આવશ્યક થઈ પડે છે.

સહ્યાદ્રિની ગિરિમાળાનો પશ્ચિમપટ્ટીનો વિસ્તાર એટલે આદિવાસી વિસ્તાર. જેમાં નાયકા, વારલી, ચૌધરી, કુંકણા, વસાવા અને ઢોડિયા વગેરે જાતિના આદિવાસીઓ વસે છે. જેમાં પણ સહ્યાદ્રીની ગિરિમાળાની તળેટીનો, વાપીથી તાપી સુધીનો વિસ્તાર એટલે ઢોડિયા આદિવાસીઓની વિશેષ વસ્તીવાળો વિસ્તાર. તે સાથે દાદરા અને નગર હવેલી, દમણ અને મુંબઈમાં ઢોડિયા આદિવાસીઓ વસવાટ કરે છે.

વ્યવસાય અર્થે તો  ગુજરાતભરમાં વસે છે.

આવી ઢોડિયા જાતિનું કંઠોપકંઠ લોકસાહિત્ય, સંગીત અને કલાનો અભ્યાસ કરીએ તે પહેલાં ઉત્પત્તિ, બોલી વિશે માહિતીગાર બનવું આવશ્યક છે.

**હુન્નર કલા (આવડત)**

**ખેતીમાં વપરાતા સાધનો :**

મુખ્યત્વે હળ, કરોવ, કરવડી સાથે જોડવાનો લાકડામાંથી બનાવેલ કોશ, ચવડું, વરો, વરાના છેડે આવતા લાકડાના ખીલા, હિમેલ, ગાડુ, વેલડી વગેરે.

**ઘરવપરાશના સાધનો :**

રોટલા બનાવવાનો થાળ, બેસીને નાહવાના પાટલા, ઘંટીથાળો, ચાપડો, ઓળવો, ખાટલો, ખાટલી, હિંચકો, બેસવાનો પાટ, ખુરશી, ચાટલો, ચાટવી, પેટાળું, સામેલું, ઘરની ઉપર મોંભે બેસાડેલા લાકડાને મોર કે સૂર્ય, ચંદ્ર જેવા બિબા વગેરે.

## પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ

**વાઘબારસ**

પેઢી દર પેઢીથી ધોડિયા સમાજ વાઘબારસ ઉજવતો આવ્યો છે. આ પર્વ સાથે ચોક્કસ માન્યતા અને શ્રધ્ધા વણાયેલ છે. ખેતી અને પશુપાલન ક્ષેત્રે સંકળાયેલી ધોડિયા સમાજ જંગલી પશુઓથી માનવસમુદાય તેમજ પાલતું જાનવરોના રક્ષણ કાજે વાઘને જીવતા દેવ તરીકેનો દરજ્જો આપી વાઘદેવને રીઝવવા એની પૂજા અર્ચના કરીને 'વાઘબારસ'પરંપરાગત રીતે ઉજવે છે. આ સમયે વાઘને દુશ્મન ગણીને એને હિંસક પ્રતિકાર કરવા કરતા 'દેવ' તરીકે સ્થાપીત કરીને પ્રકૃતિજીવોને સન્માન બક્ષવામાં આવે છે.

વાઘબારસની ઉજવણી દરમ્યાન વનઔષધિઓનો પાલતુ પશુઓ ઉપર છંટકાવ કરવામાં આવે છે. જેમાં આદિવાસીઓમાં રહેલ પરંપરાગત ઔષધજ્ઞાનની પ્રતિતી થાય છે. વાઘબારસના દિવસે વાઘદેવના સ્થાનકે કે પછી ગોઠણ(નક્કી કરેલા સ્થળે)પાલતુ પશુઓ ગાય, ભેંસ, કે ઘેંટાબકરાં લઈને સૌ પહોંચી જાય, ત્યાં દેવોની પહેલેથી જ સ્થાપના થયેલી હોય, પશુઓ ચરાવતા ગોવાળો અને ભગતોએ પૂજાસામગ્રી એકઠી કરી હોય છે. પૂજા સમયે ગોવાળોમાંથી એક વાઘ અને બીજો ભાલુંડુ બને. આ પ્રતિકાત્મક વાઘ અને ભાલુંડુ બનવાનું પણ એક સૌભાગ્ય સમાન હોય છે. એટલે એના માટે ગોવાળોમાં રીતસર હોડ જામતી હોય છે. પરંતુ છેવટે ભગતનો નિર્ણય સર્વોપરી બની રહે છે. દરેક ગોવાળોમાં આ પૂજા સમયે અનેરો ઉત્સાહ હોય છે. દરેકના હાથમાં પશુઓ હાકવાની નવી નકોર લાકડીઓ સજાવેલ હોય. વાઘ અને ભાલુંડુ બનેલ ગોવાળ

પૂજામાં બેસે. ભગત હાજરી લઈને પૂજા વિધિ કરાવે, વળી ક્યાંક આસપાસના ગામોમાં જંગલી પ્રાણીઓએ માનવી કે પાલતુ પશુઓ ઉપર હુમલા કર્યા હોય એનું વર્ણન કરીને આ દેવોની પૂજા વિધિ કરવામાં ક્યાં ચૂક રહી ગઈ હોય શકે, એ પણ વર્ણવે.

વાઘ અને ભાલુંડુ બનેલ ગોવાળોની કમરે કાપડનો ખોળો બાંધી 'ભાખર' (લોટમાંથી બનાવેલ જાળો રોટલો કે જેને ખાખરાના પાન વચ્ચે રાખીને છેકવામાં આવ્યાં હોય) તેમજ નાળિયેર અને કાચા ચોખા, ફુલ વગેરે મુકવામાં આવે છે. વાઘદેવની પૂજાઅર્ચના મંત્રોચ્ચાર સાથે શરૂ થાય.  આ પ્રતિકસમા વાઘ અને ભાલુડાંની પૂજામાં, આ બંન્નેને તિલક કરી સવા રૂપિયો આપવામાં આવે પછી પૂજન સ્થળે પશુધનને પ્રદક્ષિણા કરાવવામાં આવે એ ટાણે પશુઓ ઉપર ઔષધિઓનો છંટકાવ કરવામાં આવે છે. આ ઔષધમાં ભગતોના મંત્ર-તંત્ર સાથે ઔષધિય ગુણોથી ભરપૂર એવી જડીબૂટીઓ જેવી કે પાણીકાંદો, ધરમૂળો, ભોંયરીંગણી, કાગલી, તુલસી, ચેંવટાં, ખાંખણીલાકાડ, કાકાડકેળા, મૂઈલીટેમ, કાંસકી તેમજ જીવતી ગંધેલ સાથેનો પૂંઠો વગેરેનું યોગ્ય માત્રામાં મિશ્રણ હોય છે. આ બધી વિધિઓના અંતે વાઘ આવ્યો... વાઘ આવ્યો....ની બૂમ પડે ત્યારે વાઘ અને ભાલુડું બનેલ ગોવાળો ઉઠીને ભાગવા માંડે ત્યારે આસપાસ ઉભેલ લોકો તેમની ઉપર 'ચેંવટા' (એક પ્રકારનું ચીંભડાના ફૂળનું નાનું ફળ) નો મારો વરસાવે, આ મારથી બચીને ગોવાળો ભાગી જાય જંગલ બાજુ અને સિમદેવની પૂજા અર્ચના કરીને 'ભાખર'નો આહાર આરોગીને જ પરત થાય.

પૂજનના અંત ભાગમાં ઘરે ઘરેથી ઉઘરાવેલ લોટમાંથી બનાવેલા ભાખર અને ખિચો (મીઠુ નાંખીયા વગર રાંધેલ ભાત કે જેમાં દૂધ નાખીને ઢીલા બનાવેલ હોય) નું સમૂહ ભોજન થાય અને વધેલું ઔષધ થોડું થોડું સૌ પોત પોતાના ઘરે જ્યાં પશુઓ રાખતા હોય ત્યાં છંટકાવ માટે લઈને છૂટા પડે છે.

આમ આદિવાસી સમાજમાં વાઘબારસની ઉજવણી વિશિષ્ટ રીતે થતી હોય છે. અનેરા ઉત્સાહમાં પશુઓમાં ગાય, ભેંસ, બકરી વગેરે રંગરોગાન કરી સજાવામાં આવ્યા હોય, શિંગડા ગૈરુંથી રંગવામાં આવ્યાં હોય અને પશુઓના શરીરે હાથના પંજાના નિશાન પાડવામાં આવ્યા હોય આ રંગરોગાનવાળા પશુઓના નવીન દેખાવથી હિંસક પ્રાણીઓ પણ એમનાથી દૂર રહે એવો તાર્કિક ખ્યાલ પણ આમા સમાયેલો હોય શકે !

## વનસ્પતિ જગત/પ્રાકૃતિક તત્ત્વો વિશેની દૃષ્ટિ

### આદિવાસીઓનું અમૂલ્ય ઔષધજ્ઞાન :

આદિવાસી સમાજનું વનઔષધિ વિશેનું જ્ઞાન પણ વારસાગત રીતે પેઢી દર પેઢીથી સંચવાતું આવ્યું છે. તેમનું પોતાનું ઔષધજ્ઞાન આજે પણ આ સમુદાય માટે એટલું જ ઉપયોગી બની રહે છે. આદિવાસીઓ અમુક ચોક્કસ વનસ્પતિઓનો ખૂબ જ સરસ રીતે ઔષધિ તરીકે ઉપયોગ કરતા હોય છે. એવી જ કેટલાક વૃક્ષો અને વનસ્પતિઓ નીચે મુજબ છે.

**મહુડાનું વૃક્ષ :**

મહુડાના વૃક્ષનો તમામ હિસ્સો માનવજાતને ઉપયોગી ગણવામાં આવે છે. મહુડાના ફૂલમાંથી બનાવવામાં આવતા દારૂના કારણે મહુડો વગોવાયો ખરો પણ મહુડા જેવા મહાવૃક્ષની ઉપયોગીતા માનવજીવન માટે માત્ર દારૂ પૂરતી જ મર્યાદિત નથી. આદિવાસીઓ મહુડાના વૃક્ષને પવિત્ર ગણે છે. મહુડાની ડોડી (બીજ)નું તેલ ખોરાક રાંધવામાં વાપરે છે. જે પૌષ્ટીક અને આરોગ્યપ્રદ મનાય છે. મહુડાના ફળ-ડોળીમાંથી તેલ કાઢ્યા પછી જે ખોળ બચે છે, એ પશુઓના આહાર માટે વપરાય છે. પશુઓ બાંધવાની જગ્યાએ ખોળની ધૂણી કરવાથી સાપ કે મચ્છરોથી રક્ષણ પ્રાપ્ત થાય છે. આદિવાસીઓ ભગતો મહુડાનો બહુવિધ ઉપયોગ કરી જાણે છે.

મહુડાના વૃક્ષની છાલનો ભૂકો ખંજવાળ તેમજ ફોલ્લાઓ પર લગાડતાં રાહત મળે છે. મધુમેહ રોગમાં પણ મહુડો ઉપયોગી છે. મહુડાની છાલની ભસ્મ ઘીમાં મેળવીને દાઝયાના ઘા ઉપર તથા માથાની ટાળના દર્દમાં પણ લગાડવામાં આવે છે. ફૂલ ઉધરસ અને શ્વાસનળીના સોજામાં ઉપયોગી હોય છે. ફૂલોમાં બેક્ટેરીયા નાશક ગુણો હોય છે. મહુડાના બીજના સેવનથી સ્તનોમાં દૂધ આવે છે. તેનો પ્રવાહ વધે છે. મહુડાના બીજને આદિવાસી વિસ્તારમાં 'મગડોળી' તરીકે ઓળખે છે. આ મગડોળીનું તેલ ત્વચાના રોગો પર વાપરવામાં આવે છે.

**બહેડાનું વૃક્ષ :**

બહેડાનું વૃક્ષ જંગલ વિસ્તારોમાં ખાસ જોવા મળતું હોય છે. આ વૃક્ષની છાલની સાથોસાથ એનાં ફળનો પણ આદિવાસીઓ વિવિધ રોગોના ઈલાજ માટે ઉપયોગ કરે છે. બહેડાનાં ફળ અપચો, અતિસાર, વગેરે જેવા ઉદરરોગોમાં ઉપયોગી છે. બહેડા મગજની સ્ફુર્તિ માટે વપરાય છે. બહેડા હરસ અને કૃષ્ટ રોગોમાં પણ લાભદાયી રહે છે. બહેડાના ફળ ત્રિફળા નામની પ્રસિદ્ધ ઔષધિનું એક ઘટક છે.

**ખાખરા :**

આદિવાસીઓમાં સામાન્ય પણે ખાખરા તરીકે ઓળખાતી વૃક્ષની જાતિ અન્ય ઠેકાણે કેસૂડો કે પલાસ તરીકે પણ જાણીતી છે. ખાખરાનો અર્ક દવા તરીકે વાપરવામાં આવે છે. આદિવાસીઓ ખાખરાનાં વૃક્ષની છાલ તેમજ બીજનો પણ ઉપયોગ ઔષધ તરીકે કરતાં હોય છે. ખાખરાનો ગૂંદર અતિસારમાં અંત્યત લાભપ્રદ છે. બીજમાં કૃમિનાશક ગુણ છે. ખસ, ખુજલીમાં ખાખરાના ફૂલો બોળેલા પાણી વડે સ્નાન કરવાથી લાભ થાય છે. વળી ખાખરાના ફૂલોનો પાણીનો સૌર્ધ્યદાયી ઔષધિ તરીકે ઉપયોગ કરતાં ત્વચા સુવાળી બને છે.

**કેટલાંક કંદમૂળ :**

કંદમૂળોમાં સૂરણ, આદુ, કદલી જેવા કંદમૂળ ઔષધની જેમ વાત્તપિત્તનાશક તરીકે કામ કરે છે.

જમીનની બહાર થતાં કંદમાં કાનખેડી તરીકે આદિવાસીઓ જેને ઓળખે છે તે વારાહિકંદ પણ અતિ મહત્ત્વનું ગણાય છે. આ બધા કંદોનો આદિવાસીઓ આહારમાં પણ ઉપયોગ કરતાં આવ્યાં છે.

**વનસ્પતિઓ :**

કુંવાડિયા, મૂસળી, મોથ, ભાંગરો, ગોખરું, ચણોઠી, કવચ(કોંચા) વગેરે આયુવૈદિક વનસ્પતિઓનું આયુવેર્દિક ચિકિત્સા પદ્ધતિમાં પણ ખાસ મહત્વ પારખવામાં આવ્યું છે.

ભોંયરીંગણીના ફળોના બીજનો ધૂમાડો આદિવાસીઓ દાંતના દર્દ માટે ઉપયોગમાં લે છે. એના મૂળ પણ ઔષધ તરીકે વાપરવામાં આવે છે. આ વનઔષધિ ઉધરસ,દમ, છાતીનું દર્દ અને તાવમાં પણ વપરાય છે. આ ઔષધિના ફળ અનેક રોગોમાં ઉપયોગી છે. તે જ રીતે વાડ ઉપર થતી ચણોઠીનો ઉપયોગ કંઠમાળ જેવા હઠીલા રોગના ઈલાજ માટે તેમજ ઈન્દ્રલુપ્ત(ટાલ પડવી) આધાશીશી, સફેદ દાગ( ચર્મરોગ) જેવા જટીલ રોગમાં વિશિષ્ટ પરિણામ આપે છે. કવચ એ સામાન્યતઃ વાડ ઉપર નિર્જન વગડાઓમાં જોવા મળતી વનસ્પતિ છે. જે નપુસંક્તા દૂર કરવા અને શ્વાસના રોગીઓ માટે તેમજ લકવાના રોગ માટે ઉપયોગી થાય છે. કુંવાડિયા એ પણ વર્ષાઋતુમાં પુષ્કળ પ્રમાણમાં ઉગી નીકળતા છોડ છે. જે આયુર્વેદમાં ચક્રમર્દ તરીકે ઓળખાય છે. આ ઔષધિય વનસ્પતિ દરેક પ્રકારના ચર્મરોગમાં ઉપયોગી સાબિત થાય છે. વનવગડાની અન્ય ઔષધિયોમાં શતાવરી પણ શુક્રકોષોની નબળાઈ ઘટાડવા માટે ઉપગોયી નીવડે છે. ઉપરાંત સામાન્ય તણખલામાં જેની ગણના કરવામાં આવે એવો દાભડો(દર્ભ) પણ ઉત્તમ વાતપિત્તનાશક છે.

આદિવાસી ભગતો આવી વિવિધ પ્રકારની જડીબુટ્ટીઓના જ્ઞાતા હોય છે. જે જ્ઞાન પેઢી દર પેઢી જળવાતું આવ્યું છે. પરંતુ હવે સમયના વહેણમાં અને  આધુનિકતા તરફની દોટમાં આ મહામૂલો વારસો ક્યાંક વિસરાય જવાની ઘડી આવે એ પહેલાં આ આદિજ્ઞાનને સાચવવા સૌએ વિચારવું પડશે.

## કુટુંબ અને સગપણના સંબંધોનું મહત્ત્વ

ધોડિયા સમાજમાં સંયુક્ત અને વિભક્ત એમ બંન્ને પ્રકારની કુટુંબ રચના જોવા મળે છે. મોટે ભાગે વિભક્ત કુટુંબોનો વ્યાપ વધારે પ્રમાણમાં જોવા મળે છે. આ બંન્ને પ્રકારના કુટુંબોમાં ઘરના વડા તરીકે પુરૂષને ગણવામાં આવે છે પરંતુ ઝીણવટથી જોતા માલુમ પડે છે કે ઘરની અંદરના વ્યવહારમાં માતાનું સ્થાન સૌથી ઉપર હોય છે. સમાજના સ્તરે પિતાની જવાબદારીઓ માતા કરતા વધારે હોય છે. ઘરની બહારના સામાજિક પ્રસંગોમાં પિતાનું સ્થાન ઉપર ગણાય તેવું જોવા મળે છે. એટલે કુટુંબમાં આમ જોઈએ તો માતા અને પિતાનું સ્થાન સરખુ હોય છે. કુટુંબમાં ખાસ ગણાતા અમુક નિર્ણયો કુટુંબના વડા પિતાએ કરવાના હોવાથી કુટુંબના વડા તરીકે આગળ આવે છે.

કુટુંબમાં પુત્ર કે પુત્રીના જન્મને વિશેષ રીતે ઉજવણી કરવાનો રિવાજ નથી. દિકરા અને દિકરીને સરખા ગણવામાં આવે છે. કેટલાક વિસ્તારના ધોડિયાઓમાં આજકાલ દિકરા દિકરી વચ્ચે તફાવત જોવાનું વલણ વિકસતું દેખાય છે. તે ઉપરાંત છોકરા છોકરીઓને જીવન સાથીની પસંદગીની બાબતે અન્ય સમાજો કરતા વધુ છૂટછાટ અપાતી હોય છે. છોકરીઓ પણ છોકરાઓની સાથે મુક્ત રીતે મેળાઓમાં નાચીકૂદી

ફરી શકે છે. પરંતુ જીવનસાથીની પસંદગીમાં પોતાના કૂળગોત્રના પાત્રની પસંદગીને સમાજ સ્વીકારતો નથી.

### મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)

ધોડિયાઓમાં લોહીના સંબંધોનું મહત્વ અન્ય સંબંધો કરતા વધારે જોવા મળે છે. પોતાના સગાઓને તેઓ વાર તહેવારે પોતાના ઘરે જમવા માટે બોલાવે છે. તેમનું માન સન્માન ખૂબ જાળવે છે. તેમના પોતાનાથી બનતા પ્રયત્ને મદદ કરે છે. પોતાનાથી દૂર રહેતા લોહીના સગાઓને તેઓ વર્ષે દહાડે જમવાનું કે અનાજ વગેરે આપી વહેવાર જાળવી રાખે છે. પરંતુ પોતાના જ ગામમાં રહેતાં કનબી પટેલ, વાણિયા, બ્રાહ્મણ, મુસલમાન વગેરે સાથે તેઓ લોહીના સગા જેવા પોતપોતાનો ભાવ દાખવતા દેખાતા નથી. તેમની સાથે સામાજિક પ્રસંગોએ મળે છે. પરંતુ તેમના ઘર સાથે નજીકના ગણાતા સંબંધો કંઈક ખાસ રાખતા નથી. કેટલાક વિસ્તારોમાં હવે કનબી પટેલની ઉઠકબેઠક અને ઘરના સંબંધો રાખવાનું વલણ જોવા મળે છે.

ભૌગોલિક વિસ્તારની દૃષ્ટિએ પણ તેઓમાં કેટલે અંશે પોતાપણાની ભાવના જોવા મળે છે. ભલે કોઈ પોતાના કૂળ ગોત્રનું ન હોય પણ કોઈ ઠેકાણે પોતાના પ્રદેશથી દૂર કોઈ પોતાના વિસ્તારનો માણસ મળી જાય ત્યારે તેઓ નાત-જાત ભૂલીને એકબીજા સાથે મૈત્રીભાવથી વર્તે છે. એટલે કે એક જ ભૌગોલિક પ્રદેશના વસતા અન્ય જાતિ સમુદાયના લોકો બીજા પ્રદેશમાં મળી જતા તેમનો વ્યવહાર મૈત્રીભર્યો બની

જાય છે.

કેટલાક સમયથી સાથે રહેતા અન્ય સમાજ કે સમુદાયના કોઈ વ્યક્તિ સાથે ઓળખાણ થતા તેવા વ્યક્તિ સાથે પણ તેઓ મૈત્રીભાવ રાખતા જોવા મળે છે. પરંતુ પોતાના જ વિસ્તારમાં રહેતા વાણિયા, મુસ્લમાનો કે બ્રાહ્મણોને તેઓ પોતાનાથી જુદા કે પારકા ગણે છે. તેમની સાથે કે તેમના ઘર સાથે કંઈક ખાસ વહેવાર જોવા મળતો નથી. કેટલાક લોકો ખેતી કે ઘરવપરાશની સાધનસામગ્રીની જરૂરિયાતને જોઈને વેપારીઓ સાથે સંબંધ રાખતા થયેલા જોવા મળે છે.

## વિશ્વના તત્ત્વોની જીવન પર અસર વિશે માન્યતા

### ચંદ્ર વિશેની માન્યતા

ચંદ્ર ગ્રહણ થાય તે વખતે સર્ગભા સ્ત્રીને ઘરની બહાર નીકળવા દેવામાં આવતી નથી. એ સંબંધે એવું માનવામાં આવે છે કે જો સર્ગભા સ્ત્રી ચંદ્રગ્રહણ જુવે તો તેનું બાળક ખોડખાંપણવાળું જન્મે છે.

ચંદ્ર ગ્રહણ થયું હોય અને અડધેથી છુટી જાય તો ધોડિયાઓ માને છે કે કંઈ 'ખંડીયાણું' હશે, એટલે કે અડધેથી છુટી જવાનું ચંદ્રએ વચન કબૂલ કર્યું હશે એવું કહેવાય છે. જો એવું થાય તો માણસ કે ઢોરઢાંખર પર કંઈક બિમારી ઉતરે છે. એવી માન્યતા છે. ચંદ્રગ્રહણના આવા સમયે દરેક ગામોમાં લોકો ડબ્બા, તગારા વગાડીને કિકિયારીઓ પાડતા હોય છે.

ચંદ્રની આજુબાજુ ગોળપીળા કલરનો ઘેરાવો બનતો દેખાય તેને ધોડિયા સમાજમાં 'માજેમ' ભરાયું એવું કહે છે. આ ઘટના લોકોના જીવન પર સીધી અસર કરતી નથી. પરંતુ તેના પરથી વરસાદ કેટલો અને ક્યારે આવશે તેની આગાહી કરવામાં આવે છે.

મેઘધનુષ્ય જેને ધોડિયાઓ 'બાણ' કહે છે. તેનાથી વરસાદનો વિસ્તાર નક્કી થાય છે.

**તારાઓ વિશે માન્યતા :**

આકાશમાં વિંછી(વૃશ્ચિક) હોય તે વખતે છોકરા-છોકરીને પરણાવતા નથી. તેઓ માને છે કે વિંછીના સમયે લગ્ન થાય તો તેવા લગ્ન તૂટી જાય છે. અથવા તો તેવા યુગલોને બાળકો થતાં નથી. વિંછી આકાશમાં દેખાતી ન હોય ત્યારે જ તેઓ છોકરાઓને પરણાવતા હોય છે.

ડોહીની ખાટલી, ચોર, ગોવાળિયા, વિંછી, દાતરડી, કૂતરો, હોલીનો માળો અને તેના ઈંડા, હેના અને પૂંછડીયો તારો જે તેમના જીવન સાથે કોઈને કોઈ રીતે જોડાયેલા છે.

**પવન વિશેની માન્યતા :**

**જીવનો પવન :**

ભગતોના શરીરમાં પવન વિશે કોઈ જીવ પ્રવેશે તેને તેઓ જીવનો પવન કહે છે. જો તે મરનાર વ્યક્તિના જીવ સાથે વિધિ કરવામાં આવી રહી હોય, તે વ્યક્તિનો જીવ પવન રૂપે ભગતના શરીરમાં હાથ

વાટે દાખલ થઈને જે કંઈક વાત કરવાની હોય, તે વાત કરીને ફરીથી તે પવન માથે થઈને નિકળી જતો હોય છે. તે મરનારના સગાઓ સાથે વાત કરે છે એવું માનવામાં આવે છે.

**મેલો પવન :**

તે મેલી વિદ્યા, ભૂત-પ્રેત કે ડાકણનો હોવાનો તેઓ જણાવે છે. આવા પવનમાં જો કોઈ વ્યક્તિ આવી જાય તો તે મર્યા વગર રહેતી નથી. આવા પવનથી લોકો ખૂબ ડરતા હોય છે.

## અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

ધોડિયા જાતિ ક્ષત્રિય રજપૂત ગરાસિયાના વંશજો હોવાથી પોતાને ભીલ, ચૌધરી, નાયકા, કાથોડી, વારલી કે અન્ય કોઈપણ આદિવાસીથી ઉચા ગણે છે. તેમની સાથે રોટી કે બેટી વ્યવહાર રાખતા નથી. જ્યારે ચૌધરી સિવાય આ બધી જ જાતિઓના લોકો ધોડિયાના હાથનું રાંધેલું ખાય છે.

ધોડિયા સમાજમાં કોઈ પેટા જ્ઞાતિઓ નથી. પરંતુ ''કૂળો''છે અને એક જ કૂળમાં લગ્નનિષેધ છે. આ કૂળોના નામો પરથી એવું લાગે છે કે તે લોકો ઉંચી જાતિઓ સાથે રોટી-બેટી સંબંધ રાખતા હોવા જોઈએ. એવી જ ઉંચી જાતના કૂળો આ સમાજમાં રહેલા છે. દા.ત. બ્રાહ્મણીયા, બ્રાહ્મણકાસ, જોશી, પ્રભુ, દેસાઈ, વાણીયા, દઢવી, ગરાસિયા, કણબી, ભટ્ટ, ભોઈ, બારબાઈ, ડેલકર, પ્રધાન, નાયકા, મહેતા, પંડયા, ધનુધર્મી, હાથીયા જેવા પુરાવા જોવા મળે છે.

**પોતાનાથી ઉંચા ગણાતા લોકો સાથેનો વ્યવહાર**

ધોડિયા સમાજ, વાણિયા, બ્રાહ્મણો અને ચૌધરીઓને પોતાનાથી ઉંચા ગણે છે. અગાઉ આ કોમો સાથે કોઈપણ વ્યવહાર હતો નહિ પણ હાલમાં બ્રાહ્મણો ધોડિયાઓના લગ્નની વિધિ કરાવતા હોવાથી તેમની સાથે ખાણીપીણીનો વ્યવહાર ઊભો થયેલો જોવા મળે છે. તે ઉપરાંત પોતાનાથી ઉંચા ગણાતા પટેલો સાથે થોડા સમયથી રોટી-બેટીનો વ્યવહાર નજીવા પ્રમાણમાં થાય છે.

**પોતાનાથી નીચા ગણાતા લોકો સાથેનો વ્યવહાર :**

ધોડિયા સમાજ નાયકા, રોહિત, હરિજન વગેરે સમુદાયના લોકોને પોતાનાથી નીચા ગણે છે. કેટલાક વિસ્તારમાં નીચા ગણાતા સમાજો ધોડિયાઓના ઘરનો ઉંબરો ઓળંગી શકતા નથી. તેમના માટે બેઠક વ્યવસ્થા પણ નિશ્ચિત હોય છે. તે કોઈપણ દિવસે તેમના ઘરે જાય તો પોતે જ સમજીને કોઈ પાટ કે કાદવની બનાવેલ ઓટલી પર બેસી પડે છે. તેમના માટે ચા,પાણીના વાસણો પણ અલગથી ઘરની બહાર મુકી રખાતા હોય છે. જે પોતે લઈને ચા, પાણી પીવે ફરીથી સાફસુથરા કરીને તેની જગ્યાએ મુકવાની પ્રથા છે. પોતાના મરેલા ઢોરના નિકાલ માટે પણ હરિજન વગેરે રાખેલા હોય છે. તેના બદલામાં તેમને વારતહેવાર કે વર્ષે અનાજ પાકે ત્યારે તેમનો ભાગ અલગથી કાઢી મુકવામાં આવે છે. તેમના ઘરે ખાવા પીવાની રીત જોવા મળતી નથી. બેટી વ્યવહાર પણ જોવા મળતો નથી. જો કોઈ છોકરો પોતાનાથી નીચા ગણાતા લોકોના ઘરમાંથી છોકરી સાથે ભાગી છૂટે તો તેને નાત બહાર મુકવાની પ્રથા છે. જો સમાજ કે કુટુંબ ઈચ્છે

તો તેવા દિકરાને નાતમાં લેવાની વિધિ કરીને ફરીથી નાતમાં લેવામાં આવે છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના

**જગ્યા :**

ઢોર બાંધવાનું કોઢ (ગમાણ) અનાજ કાઢવાનું ખડું, ચૂલો, અનાજ મુકવાની જગ્યા, દેવ દેવીની જગ્યા તથા ડુંગરો કે નદીઓને પવિત્ર ગણવામાં આવે છે. તે ઉપરાંત નદી કે તળાવના પાણીને તેઓ ખૂબ જ પવિત્ર માને છે. તેથી તેઓ આવી જગ્યા પર પેશાબ કે સંડાસ કરી શકાય નહિ એવું સ્પષ્ટ પણે માનતા હોય છે.

નદીનો 'ધરો' (ધોધ) આવા કોઈક ધોધ કે જેમાં વર્ષે એકાદ વ્યક્તિનો ભોગ લેવાતો હોય તે જગ્યા, સ્મશાન, કોઈ ઝાડે ગળે ફાંસો ખાઈને મરી ગયું હોય તેવી જગ્યા, કૂવામાં કૂદી પડીને મરી ગયું હોય તેવો કૂવો, રસ્તામાં કોઈનું અકસ્માત થયું હોય તેવી જગ્યા. કોઈ બિમાર વ્યક્તિનો ઉતારો મુકેલી જગ્યા, જમ અવતારે જન્મેલ બાળકને દાટવામાં આવેલ જગ્યા અપવિત્ર ગણાય છે.

**સમય :**

અમાસનો સમયગાળો, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણનો સમય, દિવાળીની ચૌદશનું એક અઠવાડિયું, કોઈનું મૃત્યુ થયું હોય તે રાત જેવો સમય અપવિત્ર ગણાય છે.

મહા મહિનો એ ખાસ પવિત્ર માસ છે. મરણના પવિત્ર મહિનામાં શ્રાદ્ધ થાય તો સદ્‌ગતિ પ્રાપ્ત થાય. પૂર્વજોએ મરણનારની સદ્‌ગતિ માટે છેલ્લા શ્રાદ્ધની વિધિ માટે મહા મહિનોજ પસંદ કરેલો હોય એમ સમજાય છે.

**વ્યક્તિ :**

માસિક ધર્મવાળી સ્ત્રી પાણિયારે, ચૂલે, અનાજની જગ્યાએ, દેવસ્થળે, શાકભાજીની વાડીમાં કે રાંધેલા ખોરાક પાસે જઈ શકતી નથી. આવા દિવસોમાં તે સ્ત્રીને અલગ રાખવાની પ્રથા છે. આવી સ્ત્રીના હાથેથી જો કોઈ વિદ્યા ધરાવતો પુરૂષ ખાવાનું ખાઈલે તો તેની વિદ્યા જતી રહે છે, એવું પણ માને છે. કેટલાક શિક્ષત ધોડિયાઓમાં હવે એના ભેદ જોવા મળતા નથી.

**બાળક :**

સુવાવડ પછીના પાંચ-છ કે સાત દિવસ સુધી બાળકને મેલું ગણવામાં આવે છે. જ્યાં સુધી તેની નાતમાં લેવાની ક્રિયાવિધિ પુરી ન થઈ જાય ત્યાં સુધી તેની સાથે સમાજ કોઈપણ પ્રકારનો વ્યવહાર કરતો નથી. છઠ્ઠી કે સાતમીની વિધિ થઈ ગયા પછી તે ચોખ્ખુ થયું એમ માને છે.

**કુદરતી તત્ત્વો :**

દેવસ્થળોવાળા ડુંગરો, કોઈ મોટા વૃક્ષો, નદીઓ, વાવ, સૂર્ય, ચંન્દ્ર, તારાઓ, પવન, પાણી તથા

અગ્નિ જેવા તત્વોને પવિત્ર માને છે.

**વનસ્પતિ :**

ઉંમરો, પીપળો, દર્ભ વગેરે પવિત્ર ગણાય છે.

**પશુ-પ્રાણીઓ :**

ગાયનું દૂધ અને બકરીનું દૂધ પણ પવિત્ર ગણાય છે.

**ઘરના ભાગો :**

ઘરનો ઉંબરો, ચૂલો, ઘરલી દેવીનું સ્થાનક, અનાજ મુકવાની જગ્યા, ઢોરો બાંધવા માટેનું ગમાણ આ ભાગો પવિત્ર ગણાય છે.

**શુકન-અપશુકનઃ**

૧. ભરેલે બેડે સ્ત્રી ભેગાય તો શુકન અને ખાલી બેડે ભેગાય તો અપશુકન.
૨. પિસોડી બોલે તો અપશુકન
૩. બિલાડી ડાબી નિકળે તો અપશુકન

## મનોરંજનની રીતો

### રમત-ગમત :

ધોડિયા જાતિમાં નીચેની રમતો સારી પેઠે પ્રચલિત છે. (૧) ચિકાટિયું (૨)ચીચાખાડી (૩) આટિયા-પાટિયા (૪) ગેડી-દંડો (૫) સંતા કુકડી (૬) આંબો પીપળી (૭) આબુલો બબુલો-પાણીની રમત (૮) હુતુતુતુ

### નૃત્ય :

વાર તહેવારે તૂર-થાળીના તાલ સાથે નાચવું એ ધોડિયા જાતિનું આગવું લક્ષણ છે. તેઓમાં બારથી સોળ જેટલાં નૃત્ય પ્રકારોના સમૂહ નૃત્યો  થાય છે. થાળી અને તૂરના તાલમાં નાચણિયાં લોકો પગલા મેળવે છે, તે પછી નાચણું જામી જાય છે. બધા જ પગોના તાલબધ્ધ ઉઠાવ અતિચિત્તાકર્ષક બની રહે છે. ભારતના સુપ્રસિધ્ધ નૃત્યકાર શ્રી ઉદયશંકરે તેમના  સળંગ નૃત્ય ચિત 'કલ્પનામયાં' ધોડિયા જાતિનું 'બે ડગલ્યા ચાળો' નૃત્ય ઉતારેલું છે. ધોડિયાઓ નૃત્ય માટે પોતાની જાતને શણગારતા નથી. છતાં પણ તેમના તાલબધ્ધ નૃત્યથી નાચી ઊઠે છે અને અનેરું આકર્ષણ જમાવે છે.

### દિવાળી :

વાઘબારસના દિવસે ગામના ગોવાળીયાઓ ખાસ વિધિ કરી વાઘદેવની પૂજા કરે છે. તેઓને દરેક

ઘેરથી નાણાં તથા અમુક અનાજ વાઘબારસ માટે આપવામાં આવે છે. એક રીતે વાઘબારસ એ ગામના ગોવાળીયાઓનો જ ખાસ તહેવાર ગણાય છે. ધનતેરસને દિવસે લોકો ધનની પૂજા કરે છે. કાળી ચૌદશને દિવસે 'ભગત લોકો' સ્મશાનમાં મેલી વિદ્યાની સાધના કરવા તથા દેવ-દેવીઓ તેમજ ભૂત-પ્રેતને ભોગ આપવા માટે જાય છે.

કુટુંબમાં અવસાન પામેલા માણસનું જે 'ખતરું' મૂકેલું હોય છે. ત્યાં દિવાળીના દિવસે પૂજા અર્ચના કરી તૈયાર કરેલ ભોજનને અર્પણ કરવામાં આવે છે.

દિવાળીના દિવસે લોકો રાતે કોડિયાના દીવા સળગાવીને, ઘર બહાર, બારણાંમાં, ઉકરડા પાસે, નજીકમાં કૂવા ઉપર તથા ખળીમાં મૂકે છે. લોકો તે દિવસોમાં સારાં કપડાં પહેરે છે.

**રાત ઉજાણી :**

દક્ષિણ ગુજરાતના આદિવાસીઓ કુદરતી આફતિઓ સામે રક્ષણ કરવા ખાસ કરીને ભાદરવા માસમાં રાત ઉજાણી સામૂહિક રીતે ધાર્મિક વિધિ કરે છે. જેના વાહકો ગામના વડીલ વ્યક્તિઓ હોય છે. વિધિ કરતા તરીકે ગૂઢ વિદ્યાઓના જાણકાર ભગતો. રાત ઉજાણીની વિધિનું ગામના દરેક ઘર માટે મહત્વનું હોય છે. આ વિધિની તૈયારી પણ એક બે સહપ્તાહ અગાવથી આરંભાતી હોય છે. ગામના પટેલીયાઓ એટલે એક આગેવાનો નક્કિ કરે એ દિવસે સૌ ભેગા થઈ ગામના દેવસ્થાને વચન મુકવામાં આવે છે. વચન એટલે ગૂઢ વિદ્યાનો એક ભાગ સમજી શકાય. વચનમાં ચોખ્ખા અને પૈસા વગેરે એક કાપડના ટૂકડામાં બાંધી દેવોને

વિનંતીની બોલ સાથે દેવસ્થાને મૂકવામાં આવે છે. એટલે કે રાત ઉજાણીના સમયે દેવોને પધારવા માટે પ્રાર્થના સાથેનું નિમંત્રણ તે વચન એમ કહી શકાય.

રાતઉજાણીનો દિવસ આવે એના આગલા દિવસે એક વ્યક્તિ દરેક ઘરે ફરીને જણાવે છે કે 'કાલ ઘર રમ ના આય', 'કામ બન રાખુ ના આય' એટલે એ દિવસે સૌ પોતપોતાનું ખેતી કામ કે અન્ય કામ બંધ રાખી રાતઉજાણીના નક્કિ સ્થળે હાજર રહે અને ઉજવણી એટલે કે પૂજાવિધિની તૈયારી કરવામાં આવે. પૂજાવિધિની જગ્યા સાફસૂફ કરી ગાયના છાણથી લીંપવામાં આવે ત્યાં વિવિધ દેવ-દેવીઓનું સ્થાપન કરવામાં કોઈ દેવીની મૂર્તિ લોટમાંથી બનાવવામાં આવી હોય, તો કોઈ દેવની મૂર્તિ માટીમાંથી બનાવવામાં આવેલી હોય તો વળી કોઈ દેવની મૂર્તિ કાષ્ટમાંથી નિર્મિત હોય. આમ વિધિ પૂજનીય દેવોના રૂપે વિવિધ આકારે વિવિધ પદાર્થોમાંથી બનાવેલી દેવી-દેવતાઓના પ્રતિક તરીકે સ્થાપન કરે છે. રાતભર ગૂઢ વિદ્યાના જાણકાર ભગતો ધૂણતા ધૂણતા દેવોને રિઝવવા વિવિધ મંત્રોના ઉચ્ચારણ સાથે દેવોને વિવિધ ચીજો અર્પણ કરતા હોય છે. આ વિધિ શરૂ થાય એટલે જ્યારે આ ઉજવણી કરવાનું ઠરાવવામાં આવે ત્યારે જે વચન જે તે દેવસ્થાનકે મૂકવામાં આવેલું હોય, ત્યાંથી પરત લાવવામાં આવી અત્રે સ્થાપવામાં આવે છે. આનો અર્થ એ કરવામાં આવે છે કે ગામના જે તે દેવસ્થાન સાથે આ પૂજા વિધિ અનુબંધીત હોય છે. જે તે દેવો પણ આમંત્રણનો સ્વીકાર કરી વિધિ સ્થળે ઉપસ્થિત થાય છે એવી માન્યતા છે. છે.

વિધિ દરમ્યાન ભગતો ધૂણતા જાય અને ગાયન સાથે સવાલ જવાબ થતા જાય. દેવોને રીઝવવા ભગતો મંત્રતંત્ર સાથે પૂજાવિધિ કરતાં કરતાં હાક મારતા જાય,''હે દેવો આજે અમે અમારી શક્તિ પ્રમાણે

તેને ચઢાવી પૂજા કરીએ છીએ. આ ગામ ઉપર કોઈ બિમારીઓ-આપત્તિઓ ન આવે એનું ધ્યાન રાખજો. ગામના પાલતુ જાનવરોને સાચવજો.'' આવી વિનંતીઓ થાય અને કંઈક ચઢાવવાનું બાકી રહી જતું હોય ભગત ધૂણતા ધૂણતા કહે છે કે 'આઝુ કૈં રઈ ગોયલાં ઓય, આઝું માંગે તોય.' ત્યારે વળી ગાયન સવાલ કરે કે 'કા માંગે તોય ?' એ સવાલના જવાબમાં ભગત જે કહે એ વળી ચઢાવવામાં આવે.

રાતઉજાણીની પૂજા વિધિ ભગતોના સથવારે રાતભર ચાલતી હોય, ગામના બધા લોકો એકત્ર થાય છે અને રીતસરનો ઉત્સવનો માહોલ સર્જાય છે. તૂર થાળી કે અન્ય પરંપરાગત વાદ્યોના તાલે નાચગાન પણ ખૂબ ઉમંગભેર હોય છે. રાતભરની ધાર્મિક વિધિનો કર્તા હરતા ભગત હોય અને ભગતો બોલે એટલે બ્રહ્મા વચન. ભગતના આદેશ અનુસાર સૌ વર્તે. છેવટે જ્યારે આ વિધિનો અંત ભાગ આવે એટલે કે સવાર થાય ત્યારે ભગતો કમરે કાપડના ટૂકડાનો છેડો વાળી ચોખા, ફુલ તેમજ અન્ય પૂજા સામગ્રીનો ખોળો ભરે. અન્ય લોકો અન્ય સામગ્રીઓ જેવી કે સ્થાપિત મૂર્તિઓ વગેરે તેમજ દરેક ઘરેથી કોઠારની સફાઈ માટે વપરાતા ટોપલા અને કરસાટા લાવવામાં આવ્યા હોય એ બધુ સમેટી લઈ ગામના પાદરે મૂકી આવે. ત્યારે રાતઉજાણી પૂરી થઈ એમ કહેવાય.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

**શિકારના પ્રકાર :**

૧. સસલાં મારવાં-સમૂહ શિકાર-ખાવા માટે
૨. પક્ષી પકડવા-સમૂહ કે વ્યક્તિગત શિકાર-ખાવા માટે
૩. માછલાં પકડવા-સમૂહ કે વ્યક્તિગત શિકાર-ખાવા માટે

તેઓ ઉપલા ત્રણેય પ્રકારના શિકાર ઓછા વત્તા પ્રમાણમાં કરે છે. નદી કિનારાના લોકો, ટોળી રચીને રાત્રે કે દિવસે માછલી પકડવા જવાની પ્રવૃત્તિ 'લોધ પાડવી' કરે છે.

**ભાષા/ બોલી**

ધોડિયા ભાષા પર મરાઠી કે ગુજરાતી ભાષી લોકોના સંપર્કને કારણે પાછળથી આ બંન્ને ભાષાઓનો પ્રભાવ જરૂર પડ્યો છે. મરાઠી પરથી ઉતરી આવેલી બોલી નથી. પણ જ્યારે ધોડિયા જાતિએ જંગલમાં વસવાટ કર્યો. અહીંની સ્થાનિક પ્રજા સાથે લગ્ન-સંબંધો જોડયા, પછી ધોડિયા બોલીનો વાણીવ્યવહારમાં શબ્દોની જરૂરિયાત મુજબ ક્રમિક વિકાસ થયો.

ગુજરાતી ભાષામાં જેનો રંગ જોઈને નામ આપ્યું છે એવું એક પક્ષી-કાળિયોકોશી. જ્યારે પ્રકૃતિપૂજક, ગીત સંગીત જેના લોહીમાં હતું એવા ધોડિયા આદિવાસીઓએ નામ આપ્યું. 'ઢેચુડ્યો' ઢોડિયા બોલીએ આ પીના કંઠ અવાજ કે ગીત પરથી નામ આપ્યું. સવારે ઊઠી આ પક્ષી ગાય છે ઢેં...ચ્ચ્ચ્, ઢેં ચ્ચ્ચ્.

રોજિંદા વ્યવહારના શબ્દો જોઈએ તો તે પણ વિશિષ્ટ રીતે ઉદ્‌ભવેલા જણાય આવે છે.

જેમ કે.... ઝીવરો, ઢોબલો, બરાગાળ, સેંભ્ડો, દોદળો, ધડખાં, મરકુટ, નવતેરો, ભાટલી, ભાચાય, આજોળોહ

હાંખોડ, વૌહદેર, પેજવાં, ઘાઢાં, ઊંડા, પાનગા, કીંડો, પફી, બોંફુડ, આળીમ, કઢાણ ડોય, નિંદાળા, ભામણ્યા ડાઢુળો, બોકો.

## ધોડિયા ભાષામાં વ્યાકરણ

### સર્વનામ

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| મેં | હું | માં | મને |
| માણાં | મારું | આમુ | અમે |
| આમાં | અમને | આમણાં | અમારું |
| તુમી | તમે | તું | તું |
| તુંવાં | તને | તુમાં | તમને |
| તુણાં | તારું | તુમણાં | તમારું |
| તી | તેણી | તીએ | તેણીને |
| તે | તેઓ | તીયાં | તેઓને |
| તાણાં | તેઓનું | કુણ | કોણ |
| કેણાં | કયું | કેણી | કઈ |
| કેણો | કયો | કિયાર | કયારે |
| કાણાં | કોનું | કુણા | કોને |

| | | | |
|---|---|---|---|
| કજે | કેમ | કુલાંક | કેટલું |
| કુલ્યાક | કેટલી | કુલાક | કેટલા |
| કુલેક આઘે | કેટલે દૂર | કાં | કયાં |
| સુધી-કાંલગ | કયાં સુધી | | |

**સંયોજક**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ને | અને | પુણ | પણ |
| ઈં કા તીં | આ કે તે | કા | કે |
| જીયાર | જયારે | તિયાર | ત્યારે |
| પેલ્લો | પહેલો | હુંધી | સુધી |
| થા | થી | હારુ | માટે |
| નાંય તે | નહિં તો | જીં | જે |
| જીઆ | જેને | જાણાં | જેનું |
| જાં | જયાં | જૂલાં | જેટલું |

**નામયોગી અવ્યય**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| માં | માં | મંય | અંદર |
| ઉંચ્ચે | ઉપર | વગાર | વગર |
| પાહે | પાસે | આગાળ | આગળ |
| હાંભે | સામે | માં રઈને | માં થઈને |
| તયભી | તેમ છતાં | હારું | ના ખાતર |
| લીધે | ના કારણે | | |

**ક્રિયાપદો**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| આયે, હોજો, હોજી, | હોજાં છીએ, | છે અતો | હતો |
| અતી | હતી | અતા | હતા |
| અત્યા | હતી | | |

| વ.કા. | | ભૂ.કા. | | ભ.કા | |
|---|---|---|---|---|---|
| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
| ગો | ગો | જવું | ગુવા | ગોઈ | જાઈ |
| એરે | જોવું | એરી | એયરાં | બુકલાટે | ખાય |
| લુકલાટી | બુકલાયટાં | આયકે | સાંભળવું | આયકી | આયકાં |
| ધામધે | દોડવું | ધામધી | ધામાન્નોધહપાછળ/ | દોડવું | |
| ધહી | ધહનો | ફેહલાવય | રડવું | ફેહલાઈ | ફેલાઈને |

**સર્વનામો**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| મેં | હું | માં | મને |
| માણાં | મારું | આમું | અમે |
| આમાં | અમને | આમણાં | અમારું |
| તું | તું | તુમી | તમે |
| તુંવાં | તને | તુમાં | તમને |
| તુણાં | તારું | તુમ્ણાં | તમારું |

| | | | |
|---|---|---|---|
| તો | તે | તીયા | તેને |
| તાણાં | તેનું | તી | તેણી |
| તીયે | તેણીને | તીણાં | તેણીનું |
| તે | તેઓ બધા | તીયાં | તેઓને |
| તાણાં | તેઓનું | | |

**પ્રશ્ન-શબ્દો**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કુણ | કોણ | કેણાં | ક્યું |
| કિયાર | ક્યાર | કાણાં | કોનું |
| કુણાં | કોને | કજે | કેમ / શા માટે |
| કુલાંક | કેટલું | કુલાક | કેટલા |
| કુલ્યાક | કેટલી | કૂલેક આઘ | કેટલે દૂર |
| કાંકયાં | કાં હૂધી | - | કયાં સુધી |

**વિભક્તિ**

| **પ્ર.પ** | **એ.વ.** | **દ્વિ.વ** | **બહુવચન** |
|---|---|---|---|
| પ્ર.પુ | છોકરો | પોહો | પોહી |
| દ્વિતીયી | એક પોહા | બે બાળકો- બે પોહા | બાળકો- પોહા |
| તૃતીયા | એક પોહાથી | બે પોહાં | પોહાં |
| ચતુર્થી | પોહા હારું | બે પોહાંથી | પોહાંથી |
| પંચમી | પોહામાંથા | બે પોહાંમાંથાં | પોહામાંથાં |
| ષષ્ઠી | પોહાયાં | બે પોહાંયાં | પોહાયાં |
| સપ્તમી | પોહામાં | બે પોહામાં | પોહામાં |
| સંબોધન | પોહા | પોહાં | પોહાં |

**છોકરી- પોહી**

| | **એ.વ** | **દ્વિ.વ** | **બ.વ** |
|---|---|---|---|
| પ્ર.પ | એક પોહી | બે પોહ્યા | પોહ્યા |
| દ્વિતીય | એક પોહ્યે | બે પોહ્યાં | પોહ્યાં |

| | | | |
|---|---|---|---|
| તૃતીયા | એક પોહ્યેહારું | બે પોહ્યાંહારું | પોહ્યાંથી |
| ચતુર્થી | એક પોહ્યેહારું | બે પોહ્યાં હારું | પોહ્યાંહારું |
| પંચમી | એક પોહ્યેમાંથા | બે પોહ્યાંમાંથા | પોહ્યામાંથા |
| ષષ્ઠી | એક પોહીયાં | બે પોહ્યાયાં | પોહ્યાયાં |
| સપ્તમી | એક પોહ્યેમાં | બે પોહ્યામાં | પોહ્યામાં |
| સંબોધન | પોહેં | પોહ્યાં | પોહ્યાં |

**છોકરી-પોહી**

| | **એ.વ** | **દ્વિ.વ** | **બ.વ** |
|---|---|---|---|
| પ્રથમા | એક પોહી | બે પોહ્યા | પોહ્યા |
| દ્વિતીયા | એક પોહ્યે | બે પોહ્યાં | પોહ્યાં |
| તૃતીયા | એક પોહ્યેથી | બે પોહ્યાંથી | પોહ્યાંથી |
| ચતુર્થી | એક પોહ્યે હારું | બે પોહ્યાહારું | પોહ્યાંહારું |
| પંચમી | એક પોહ્યેમાંથા | બે પોહ્યાંમાંથા | પોહ્માંથા |
| ષષ્ઠી | એક પોહીયાં | બે પોહ્યાયાં | પોહ્યામાં |
| સપ્તમી | એક પોહ્યેમા | બે પોહ્યામાં | પોહ્યામાં |

| | | | |
|---|---|---|---|
| સંબોધન | પોહે | પોહયાં | પોહ્યાં |

છોકરું-પોહાં

| | એ.વ | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|
| પ્રથમ | એક પોહાં | બે પોહેં | પોહે |
| દ્રિતીયા | એક પોહાં | બે પોહે | પોહે |
| તૃતીયા | એક પોહાંથી | બે પોહોથી | પોહાંથી |
| ચતુર્થી | એક પોહાંહારું | બે પોહાંહારું | પોહાંહારું |
| પંચમી | એક પોહાંમાંથાં | બે પોહાંમાંથાં | પોહાંમાંથા |
| ષષ્ઠી | એક પોહાંયા | બે પોહાંયા | પોહાંયાં |
| સપ્તમી | એક પોહામાં | બે પોહાંમાં | પોહામા |
| સંબોધન | પોહાં | પોહે | પોહેં |

**વિભક્તિના પ્રકારો**

**૧. પ્રથમા(પહેલી વિભક્તિ)**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| પોહો ધામ્ધે તાય. | છોકરો દોડે છે. | પોહી ધામ્ધે તાય. | છોકરી દોડે છે. |
| પોહાં ધામ્ધે તાય. | છોકરું દોડે છે. | | |

**૨. દ્વિતીય (બીજી વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| મેં દાખલા ગણે તાંય. | હું દાખલા ગણું છું. |
| રાજા પરધાના હાદે તાય. | રાજા પ્રધાનને બોલાવે છે. |
| રાજા ચીડા હાદે તાય. | રાજા પક્ષીને બોલાવે છે. |
| મેં કાગાળ વાંચે તાંય. | હું કાગળ વાંચું છું. |
| રાજા રાણ્યે હાદે તાય. | રાજા રાણીને બોલાવે છે. |

**૩. તૃતીય (ત્રીજી વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| પોહયે રૂમાલ વીયણો. | છોકરીએ રૂમાલ ગૂંથ્યો. |
| પોહેં રૂમાલ વીયણો. | છોકરાએ રૂમાલ ગૂંથ્યો. |

**૪. ચતુર્થી(ચોથી વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| બાંય પોહા હમજાયવો. | પિતાએ દીકરાને સમજ પાડી. |
| બાંય પોહયે હમજાયવી. | પિતાએ દિકરીને સમજ પાડી. |

**૫. પંચમી( પાંચમી વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| વલહાડીથી ગાડી નીંઘની. | વલસાડથી ગાડી ઉપડી. |
| બાંય પોહા બડવો. | બાપે દીકરાને માર્યો. |
| બાંય પોહયે બડવી. | બાપે દીકરીને મારી. |

**૬. ષષ્ઠી (છઠ્ઠી વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| રાજાઓ કુવાર આવે તાય. | રાજાનો કુંવર આવે છે. |
| રાજાઈ કુંવરે આવે તાય. | રાજાની કુંવરી આવે છે. |

**૭. સપ્તમી(સાતમી) વિભક્તિ)**

| **ધોડિયા** | **ગુજરાતી** |
| --- | --- |
| (પુ.) તો ગાંવામાં રય તાય. | તે ગામડામાં રહે છે. |
| (સ્ત્રી) તી ગાંવામાં રય તાય. | તે ગામડામાં રહે છે. |

**અવ્યય**

**૧. ક્રિયાવિશેષણ**

(ક) **સમય/ કાળવાચક ક્રિયા વિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
| --- | --- | --- | --- |
| ઘોડો ઈમીં ધામા ત્નો | ઘોડો હમણાં | દોડયો. ઈમીં | અત્યારે |
| ઈમીંજ | તત્કાળ | ઉલામાં | એટલામાં |
| કાયામ | સદા | કિયાર | કયારે |
| એકધારાં | વારંવાર | જિયાર | જયારે |
| રોજનાંહ | રોજ-રોજ | વેગ | ઝટ |

| | | | |
|---|---|---|---|
| વેગવેગ | ઝટપટ | રોજનાંહ | નિત્ય |
| રાતીહના | રાતે | | |

**(ખ) સ્થળ/ સ્થાનવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઘોડો તાં ધામ્ધી ગો. | ઘોડો ત્યાં દોડી ગયો. | ઈયાં/એધ | અહીં |
| તોયે | તહીં | આગાળ | આગળ |
| ઊંચ | ઊંચ | પાસાળ | પાછળ |
| જાં | જયા | ઉપ્પાર | ઉપર |
| કાં/ કેધ | ક્યાં | પાહે | પાસે |
| બાર | બહાર | હાથે/આરીં | સાથે |

**(ગ) રીતિવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઘોડો વેગ ધામાન્નો | ઘોડો જલ્દી દોડયો. | અહાં | આમ |
| આહતે | હળવે | કજે | કેમ |

| | | | |
|---|---|---|---|
| ધીર | ધીમ | જેમા જહાં | જેમ |
| તેમ/તહાં | તેમ | | |

**(ઘ) કારણ /હેતુવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ઘોડો કજે ધામાન્નો | ઘોડો કેમ દોડ્યો ? |

**(ઙ) સંશયવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ઘોડો કદાચ ધામ્ધી. | ઘોડો કદાચ દોડશે ? |

**(ચ) નિશ્ચયવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| ધોડિયા | ગુજરાતી |
|---|---|
| ઘોડો ધામ્ધીજ. | ઘોડો ખચિત દોડશે |

**(છ) પરિમાણવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ઘોડો જરાક ધામાન્ના | ઘોડો થોડું દોડ્યો | જરાકા થોડાં | થોડું |
| જરાક | જરા | બો/ઘણાં | ઘણું |
| જીરીતીરી | જરાતરા | ઓસાં | ઓછું |
| જીરીક | રજ | | |

**(જ) સ્વીકારવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| હાજાં | ઠીક |

**(ઝ) નિષેધવાચક ક્રિયાવિશેષણ અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| નાંય | નહિ |

**નામયોગી અવ્યય**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ૧. પાસલે બાર ચોર ઊભેલો અતો. | ઘર પછવાડે ચોર ઊભો હતો. |

| | |
|---|---|
| ૨. ઘોડો નિહાળી હીં ઊભો રનો. | ઘોડો નિશાળ આગળ અટકયો. |
| ૩. તુંવા વગાર કામ નાંય વી. | તારા વિના કામ થશે નહીં. |
| ૪. માણે પાહે આવ. | મારી પાસે આવો. |
| ૫. વાંદરો ઘરાપાર હોજો. | વાંદરો છાપરા પર છે. |

**ઉભયાન્વયી અવ્યય**

| ધોડિયા | ગુજરાતી |
|---|---|
| ૧. તું આખીહ કા મેં આખીં | તમે કહેજો અથવા હું કહીશ. |
| ૨. તું આવીહ કા મે આવી | તમે આવશો કે હું આવીશ |
| ૩. તું ખિજવાય મહતાહ પુણ મેં નાંય. | તમે ગુસ્સે થાઓ છો, પણ હું થતો નથી. |
| ૪. એક અતો રાજાને એક અતી રાણી. | એક હતો રાજા અને એક, હતી રાણી. |

**અન્ય**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| ને- | તે | પુણ | પરંતુ |
| હાંભે | સામું | જીં | જે |






| | | | |
|---|---|---|---|
| તઈભી | તથાપિ | કેજે કા | કેમકે |
| માઠે | માટે | નાંય તે | નહિ તો |

**કેવળ પ્રયોગી અવ્યય**

**ધોડિયા** **ગુજરાતી**

૧. એભા ! તેણે બો ભૂંડા કામ કધાં ! અરે ! તેણે કેવું કૂર કામ કર્યુ !

૨. આખવા પડે ! આગા, તું અહાં કા બોલે હ ?વાહ ! વાહ ! મારા ભાઈ, તમે આવું શું બોલો છો ?

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આંહ | આહાહા | ઊંહ્હ્હ્- | અધધધ |
| હાય | હાય | એ | આહા |
| હાજાં | હાહા | હાઈ | હારા |
| આયહાય | ઓહો | | |

**વિશેષણ**






**ગુણવાચક**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| બો હાજાં | સુંદર | હાજાં | સારું |
| લીલાં | લીલ | પયહાદાર | ધનવાન |
| કોલાં | ગોરું | હેળાં | ઠંડું |
| તાતાં | ગરમ | | |

| ધોડિયા | ગુજરાતી |
|---|---|
| - રામલો ગરીબ માણુંહ આયે. | - રામુ ગરીબ માણસ છે |
| - રામલી હાજાં હાળણાં બનાવે તાય. | - રામી સરસ શાક બનાવે છે |
| - જગલા પાહે હાજાં ઘર આયે. | - જગદીશ પાસે સરસ ઘર છે |

**સંબંધ વાચક**

| ધોડિયા | ગુજરાતી | ધોડિયા | ગુજરાતી |
|---|---|---|---|
| ઈમીનાં | અદ્યતન | રાની | જંગલી |
| રોજનાંહ | દૈનિક | પેલેઆ | પુરાતન |
| બારનાં | પાશ્ચાત્ય | | |

**સંખ્યા વાચક**

૧. નિશ્ચિત સંખ્યાવાચક -એક, પંદરમું,
પા, અર્ધુ, દોઢું(ગુજરાતી મુજબ)
૨. અનિશ્ચત સંખ્યાવાચકઃ થોડું જરાક, ઘણું-ઘણાં/
બો બધાં-અનેક -બો

**પરિણામ વાચક**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓસાં | ઓછું | જુલાં | જેટલું |
| બો | અધિક | થોડાં | થોડું |
| ઉલાં | એટલ | ઘણાં | ઘણું |
| કુલાંક | કેટલું | | |

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ૧. એ નયેમાં બો પાણી આયે. | આ નદીમાં ઘણું પાણી છે. |

| | |
|---|---|
| ૨. ફકીરચંદાએ પાહે બો પયહાં આયે. | ફકીરચંદ પાસે ઘણું ધન છે. |
| ૩. જરાક કામ કધાં | થોડું કામ કર્યું. |

**દર્શક વિશેષણ**

| | |
|---|---|
| **એ(પુ.)ઓ** | **પેલો(પુ)પેલો** |
| એ (સ્ત્રી)ઈ | પેલી (સ્ત્રી)પેલી |
| એ(નપું.)ઈં | પેલુ (નપુ.) પેલાં |
| તે(પુ.) તો/ તે (સ્ત્રી)તી | તે(નપું) તીં |

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ૧. ઈ ચોપડાં માણાં આયે. | આ પુસ્તક મારું છે. |
| ૨. તો પોહો કાણો આયે ? | તે છોકરો કોનો છે ? |

**પ્રશ્નવાચક વિશેષણ**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| ૧. કહીક વાત કરેહ તાહ? | કેવી વાત કરો છો ? |

| | |
|---|---|
| ૨. કેણો માણુંહ આવે તાય. | કયો માણસ આવે છે? |
| ૩. કા જવાબ ઓફીહ | શો જવાબ આપશો? |

**સાપેક્ષ વિશેષણ**

જે-તે(જીં-તીં) જેવું-તેવું (જહાં-તહાં) જેટલું-તેટલું(જુલાં-તુલાં)

| ધોડિયા | ગુજરાતી |
|---|---|
| ૧. જીં કામ કરા તીં હરખાં વિચારીને કરજાહ. | જે કામ કરો તે બરાબર વિચારીને કરજો. |
| ૨. જહાં પયારઝાહ તહાં મેળાવઝાહ. | જેવું વાવશો તેવું લણશો. |
| ૩. જુલાં રૂળઝાહ તુલાં જડી | જેટલી મહેનત કરશો તેટલું મેળવશો. |

ભાત ખાધા

| | **એ.વ** | **બ.વ** |
|---|---|---|
| પ્ર.પ | મેં ભગાર ખાધી | આમું ભગાર ખાધી. |
| બી.પ | તુંવેભગાર ખાધી | તુમીં ભગાર ખાધી. |
| ત્રી.પુ(પુ) | તેણેં ભગાર ખાધી. | તીયીં ભગાર ખાધી. |
| (સ્ત્રી) | તીંયે ભગાર ખાધી. | |
| (નપું) | તીંયે ભગાર ખાધી. | |

વર્તમાનકાળ

| | એ.વ. | બ.વ |
|---|---|---|
| પ્ર.પુ | મેં ભગાર ખાંય તાંય | આમું ભગાર ખાઉં તાંઉ |
| બી.પુ. | તું ભગાર ખાહ તાહ. | તુમીં ભગાર ખાયા તાયઝા |
| ત્રી.પુ | તે ભગાર ખાય તાય | તે ભગાર ખાય તાય. |

તી ભગાર ખાય તાય.

તીં ભગાર ખાય તાય.

**ભવિષ્યકાળ**

| | એ.વ. | બ.વ |
|---|---|---|
| પ્ર.પુ | મેં ભગાર ખાંય | આમું ભગાર ખાંઉં. |
| બી.પુ. | તું ભાગર ખાઈહ | તુમીં ભગાર ખાયઝાહ |
| ત્રી.પુ. | તો ભગાર ખાઈ | તે ભગાર ખાઈ |
| | તી ભગાર ખાઈ | |
| | તીં ભગાર ખાઈ. | |

**કહેવતો :**

| **ધોડિયા** | **અનુવાદ** |
|---|---|
| આતમાં વે તે રાતમાં વે | હાથમાં હોય તો રાતમાં થાય |
| ઓલો રુળે ને તીતીર ખાય | હોલો કામ કરે અને તેતર ખાય |
| ઓટ ચાટેલાં પેટ નાંય ભરાય | હોઠ ચાટવાથી પેટ ન ભરાય |
| આયતા મુવે મોટી વાત | નાના મોંએ વાત મોટી |
| ઓટે નાંયને પેટે નાંય | હોઠે પણ નહીં ને પેટે પણ નહીં |
| આખો ગધેડો ખંધાડ જાય | આખેઆખા ગધેડા જેવી |
| ભરવાડ જહો નકટો ભરવાડ જેવો નફ્ફટ | અક્કલવાળો હોય તે ઘરજમાઈ |
| ભાગ્ગી તે ઓળી જ ફાવે | ભાગીદારી કરવી હોય તો હોળી માટે |
| ભાભ્યે આંયજાં તે મેં ભી આંયજાં | ભાભીએ આંખ આંજી એટલે મેં પણ આંજી |
| ચાલા ચાલા કરતાં ચાર જલ્દી કરો, | જલ્દી કરો કરતા ચાર ડોસા મૃત્યુ પામેલા |
| ડોહા મરી ગોયલા આયખા. | ધોડિયા ભાઈનાં ઢોર ખાણાં |
| ઢોડિયો ઢોર લેને ઉઠે | ઢોડિયા જાતિની વ્યકિતનું ખાવાનું ઢોર ખાય તેવું |
| વાણિયો ચોપડેં લેને ઉઠે | ગૂંગળો પડે તે કાઢો ધોવાય |

| | |
|---|---|
| ગળતાંમાં રવાય પુણ બળતામાં નાંય | ઢોડિયા એટલે ઢોર ચારનાર |
| ઘણાં વે તીયા ઘણી ભૂક તે | સવારે ઊઠે એટલે ગાય ભેંસને કયાં ચરાવવા લઈ |
| જવું તે વિચાર | સાથે ઉઠે |
| ગાજે ઉલો વરહે થોડો | ખેતરમાં પાણી હોય, ત્યારે પાળમાં નાનું સરખું |
| જાં ખાય તાંજ હગે જ્યાં ખાય ત્યાં ઝાડો કરે | બાકોરું પડે |
| મીલો મકોડો મણ ગોળ ખાય | ધીમો લાગતો મંકોડો મણ ગોળ ખાય જાય |
| નાંય ઉડાળ નાંય ધરાળ | આગળ પાછળનું વિચાર્યા વગર કામ કરવું |
| રામાઈ વાત રામ જાણે | રામની વાત રામ જાણે અને કહી દે તો આખું ગામ |
| આખે તે આખાં ગામ જાણે | વરસ ખરાબ પડ્યું એટલે શેકેલી ધો નાસી ગઈ |
| વરહેં પડનેં માઠેં ને | વરસાદ જેટલો ગાજે એટલો વરસતો નથી |
| ભૂજેલેં ઘોરેં નાઠે | |

**રૂઢિ પ્રયોગો**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| અભાક પેહી ગોઈ | -ડર પેસી ગયો છે |
| અટાકચોળી આવની | - તીવ્ર ઈચ્છા થવી |

| | |
|---|---|
| બળેલાઓ બાહુ | -કંજૂસ માણસ |
| બહી પડનો | -કોઈ કામ પડતું મૂકવું |
| બડો અરાળ કરે | -માર ખાવાનો થયો છે |
| ચૂચરો લાગનો | -માઠું લાગવું |
| ચાવાણ ઉઘડી | -ગાલ પર તમાચો મારવો |
| દોદરો કધો | - માર મારીને ઢીલો કર્યો |
| ડોળે ભૂરી ચાલી ગોયલી | - બરાબર દેખાતું નથી. |
| દાંત કપેડી કધી | -ગુસ્સો કરવો |
| ધાવાડી મૂયકો | - સમજાવી પટાવી રવાના કરવું |
| ભૂકી ઉઠનો | - બોલી પડયો |
| ઢીગ વાયળાં | - ભેગું કયુ. |
| ગાંઠી તોયડી | -છૂટાછેડા આપવા |
| ગાળયાં કાયઢાં | - કામમાં આળસ કરવી. |
| ઘસરી કધી | -ગુસ્સો કરીને સામે થવું |
| ખાવટી ઓયફી | -દોઢું અનાજ પરત મેળવવા અનાજ ઉધાર આપવું |
| ખબાર કધી | -નરસાં સમાચાર મોકલવાં |

| | |
|---|---|
| ખાખણી મોયડી | -ગુસ્સો ઉતારવો |
| હોરી ગો | -પચાવી પાડવું |
| હોરાણ પાયડી | -ઘાંટા પાડીને રડવું |
| હોઢૂલ્યાં કધાં | -ભાગીદારીમાં કોઈ વ્યવસાય કરવો. |
| હાંધાઈ હૂજ નાંય | -કશી ખબર નથી. |
| કાવળયા નાંય પોધેલ્યા | -બંગડી નથી પહેરી |
| કાન ભીંગાર્યા ફેરવી લાયખ્યા | -કાન પર તમાચો મારવો |
| કભળી પડનો | -બોલી પડયો |
| મણવાય ગો | -દિશા ભૂલવી |

**ધોડિયા ભાષાનાં નમૂના**

આયકા આયકા માણે ભાય
આયકા આયકા માણે ભાય, ખંધાડિયા રખે જાજા રા.
આયકા આયકા માણે ભાય...
વાટે ઘાટે જો ભી મીળે તે બધે ખંધાડિયો આખે
ત્યાર તે માણો જીવા આહો વે ઈમીજ મારી લાખે

આબરૂ પાણીમાં રોળાય ખંધાડીયા રખે જાજારા
આયકા આયકા માણે ભાય...
આયતે મોટે કાય નાય એરે ને બધે ખંધાડિયા વીઢે
પોયલે કુકડે વાહે ઉઠાડે લાજ તીયાં નામ મીળે
ઈ માણા જીવતર ધૂળ વીજાય ખંધાડિયા રખે જાજારા
આયકા આયકા માણે ભાય...
આજકાલનો અહો જમાનો કુણીનાય કાણા જાણે
કામ કરી પૈહા મેં લાવે ને બધેં જ આખે માણેપેટ ભર
ખાંહના મિળે નાય ખંધાડિયા રખે જાજારા
આયકા આયકા માણે ભાય...
આજકાલની અહી દોહાડી આયકે નાય આયખા કણા
તબિયત હાજી માઠી વીત મૂઈ ભી નાઈ એરે તાણા
દોહાડી કરીને પસ્તાય, ખંધાડિયા રખે જાજા રા
આયકા આયકા માણે ભાય...
હાહર વાડે રય ખંધાડીયા યો ભાવ કુણી નાય પૂછે
આણી હાહુ હહરે રય રૂબાપમાં લીંબુ ઠરે નાય મૂછે

દોહાડી આયકે આયખા નાય ખંધાડિયા રખે જાજારા
આયકા આયકા માણે ભાય...
અરે પૈણુ લાગ નાય પૈંહા મીળે તો કુંવારા મરી જાજારા

**અનુવાદ**

લગ્ન કરવા પૈસા ન હોય તો કુંવારા મરજો
સાંભળો મારા ભાઈ......
રસ્તે જે પણ મળશે તે ખંધાડ કહેશે
ત્યારે તો મને એમ થાય કે અમે હમણાં મારી નાખું
તારી ઇજ્જત જાય છે, એટલે ખંધાડ ન જતો
સાંભળો મારા ભાઈ......
નાનાં મોટાં બધાં જ ખંધાડને વઢે
મળસકે પહેલો મરઘો ત્યારે ઉઠાડી દે
મારું જીવન ધૂળમાં રોળાય માટે ઘરજમાઈ ન જતો
સાંભળો મારા ભાઈ......
આજની પત્ની કોઈનું કહ્યું સાંભળતી નથી

માંદો પડ્યો હોય તો પણ મોં જોતી નથી
પેટ ભરીને ખાવાનુંયે મળતું નથી માટે ખંધાડ ન જતા
સાંભળો મારા ભાઈ……
આજની પત્ની કોઈનું કહયું સાંભળતી નથી
માંદો પડ્યો હોય તો પણ મોં જોતી નથી
પરણીને પસ્તાય, માટે ખંધાડ ન જતા
સાંભળો મારા ભાઈ……
જે સાસરામાં રહે તે ખંધાડનો ભાવ કોઈ ના પૂછે
તેનાં સાસુ સસરા પણ રૂઆબમાં રહે…
પત્ની સાંભળે કહયું નહીં માટે ખંધાડ ન જતા
સાંભળો મારા ભાઈ……

**(રાણી) ચાલ રાણી**

પોહાઃ- ચાલ રાણી તુવા મેં ફિરવી લાવે,
અહેં અહેં જાગે આજ મજા લાવે

ચાલ રાણી તુવા...
આપણે બે જણેં ભેલપૂરી લેવ
બગીચામાં બહિને ભેલપૂરી ખાવ
તીખા લાગે તે પસી પાણી પીવ જાવ
ચાલ રાણી તુવા...
પોહાઃ- મેળામાં તુવા મેં લે જાય,
ફીરૂ, પાળનાંમાં બહીને મજા એરૂ
દૂરબીન માં એરીને ખૂબ અહું
ચાલ રાણી તુવા...
પોહાઃ- આપડે જાગા લેયને ઘર બનાવું,
ઘર બનાવીને સંવસાર માડું
આપડા ભી દુનિયામાં નાવ રઈ,
અહા કાંય એક કામ કરી જાવ યે.
અહે અહે...

**અનુવાદ**

ચાલ રાણી
ચાલ રાણી તને ફરવા લઈ જાઉં
એવી જગ્યાએ જ્યાં મની આવે,
ચાલ રાણી તને....
આપણે બેજ જણાં ભેલપુરી લઈશું
બગીચામાં બેસીને ખાઈશું
તીખુ લાગે તો પાણી પીવા જઈશું
ચાલ રાણી તને....
મેળામાં તને હું ફરવા લઈ જાઉં
ચકડોળમાં બેસીને મજા જોઈશુ
દૂરબીનમાં બેસીને મજા જોઈશુ
ચાલ રાણી તને.
આપણે જમીન લઈ ઘર બનાવશું
ઘર બનાવીને સંસાર માંડશું
આપણું પણ નામ કરીને જઈએ

એયું કંઈક કામ કરીને જઈએ
એવી જગ્યાએ...

**વાર્તા : ધોડિયા ભાષા**

ભાવાડ.....! ઓ... ભાવાડ !

''પાવણોહ જાવનોહીજ તે જે, પુણ કબલીબાઈહે તાથાં કાંય લેપળીને આઝે આવેહ. તુણી હંવે તે બો ભૂંડી''

વહતુ એયરીહ નાંયને આત માયરોહ નાંય. માટીડો તે બો ડાયો વીને આખે ''અહાં તે કાંય વે કા ? ને તીં પુણ બણીયેહતાં ! માટીડો તાણી બણીયેહતાં પાવણોહ જાવલાગ તીયાર વીનેલો અતો તીયા તાણે ડોહાડયે હરકી હમાજ પાયડી ને દવડો. પાસાં ખાસ આખી મૂયકાં, '' પુણ નંડવાય પરવેંદિહ આપડે તાં આવનેલો તીયાર માણા ચાંદીયા ડોલ્લા લે પળનેલો તે ગમ્મેતહાં કરીને હોધી લાવીહ.''

અહો હાળોહ તાણે ભાવાડાયેહતાં પાવણોહ આવતો જાતો રઈ. ઓ ટાસ ને પાકો ચોર. જો ભાવડોહ વહતુ હરખી નાંય હાચવે તે હાળોહ ખરે બપોરે લે પળે. ને જો ભાવડોહ, તુવેં જ ચોરી કધેલીહ અહાં જો આખે તે બે દિહામાં પાસો આવે, ને જીં આતમાં આવે તીં લેને વાટે પડે.આણી બણીહ રડેત રડેત વહતુ માંગુલાગ પાસાળ પાસાળ ધંહે. ભાવાયેહ આથામાંથી ફાંવટે પુણ ભાહ વસ્તુ નાંય ઓફે.

હાળોહ-ભાવડોહ બેય જણા ટાસ ને મોટાચોર ! ચોરીજો કરુના વે, તે હગાંહ ભી નાંય સોંડે, તે

પારકાં સોડે કા ?

અહો હાળોહ ભાવડાયેહ તાં પાવણોહ ગો. હાળેંહ ને ભાવડેંહ મોટ્યા મોટ્યા વાતા કધ્યા - પસી ખાવનો વખાત વીનો ઉલે બણીયેહ બેયાં પાણી ઓયફાં. આથધોવીને બેઈજણા ખાવલાગ બઠા. બણીયેહ તે ભાહ આવનેલો અહાં કરીને હભળાહો બની ગોઈ, ને ભાવાહ હુનાએ ખૂમચામાં - ખાવનાં ઓયફાં.

હાળેંહ તે હાંભે હુનાયો ખૂમચો એયરો, ઈયાતે ખૂમચામાં થવેલાં ખાવનાં નાંય દેખાય પુણ ખૂમચો જ દેખાય !

''માણે ભાવાડાએ પેઝારામાં ખાંડે ઠોબ્લેં નાંય મેળે, ને ઈ હુનાયો ખૂમચો લાવનો કાથો ? એગ્ધીં મોટે હેટાએ તાં આત મારેલો લાગે તાય હાં...! હાળાઈહ દાનાત બગાડની ને અહો વિચાર આવનો.

હાળેંહતે ખાંતા ખાંતા નક્કીજ કરી લેધાં કા જો ભાવાડ માણે ઘર પાવણોહ આવે તે માણે એજ હુનાએ ખૂમચામાં ખાવાડવાં. ને જો નાંય ખાવાડેં તે હાળોહ કહાયો ?

ભાવાડ ભી બો પાકો. હાળોહ મનમાં કા વિચારે તીં જાણી ગો. ઓ ભી ચોર ઉલેં જહોતહો નાંય પાકો. ઓતે હાળાહી બધ્ધી બીના જાણે. ને પાછો રાત રવનો ઉલે ભાવડેહં હુનાયો ખૂમચો - થવુનોભી વળ કરી લેધો.

ખાધા પસી ભાવડોહ પોતાયો ખૂમચો બણિયેહ ચોળુ લાગ ઓફે, પુણ ઓ ભાવડોહ ! હાળોહ ખાઈલે પસી તો ખુમચો પોતેજ ચોળે પસી પોતાએ ખાટલા ઉપ્પાર એક હિકાં રાખેલાં અતાં, તાં હુનાયો ખૂમચો થવી દે, ને પસી તેમાં પાણી રેંડે, ને ભાવડોહ હુઈ જાય.

હાળાહ નીંદ નાંય આવે, આણીં નજાર તે ખૂમચા પાર, ડોળા ઢાંપે ઉલેં પુણ ખૂમચો જ દેખાય. એક બે દાહ તે ખાટલે ચઢીને આત મારી એયરો પુણ હિકાં ઇલ્નાંને પાણી ઢોળાયનાં ને ઝીવરી ભીજી ગોઈ. હાળોહ હમજી ગો કા : ઈંતે ભાવાડેં માણી નજાર બચાવુને હારું અહાં કધેલાં આયે.

એક રાતીહનાં હાળેંહ ને ભાવેંડેંહ ખાધાં પસી ભાવેંડેંહ તે ખૂમચો તાણે આથેજ ચોયળો ને - હિંકાપાર થવી દેધો. તેમાં પાણીભી રેયડાં.

આજ તે હાળોહ વાટ એર્યા કરે કા ભાવાડ કીયાર ખૂમચાય પાહેથો ખહે ને આત મારેં. કાંઈ કામાએ હારૂં ભાવડોહ ગો, ઉલેં હાળોહ ઉઠનો, ને ખૂમચોમાં હારખાત લાયખી, ઉલેં પાણી બધાં - ચુહાય ગુવાં, તુલામાં તે ભાવડોહ આવી રનો, ઉલેં હાળોહ ખાટલા પારથો કૂદી પન્નો ને અહોજ આંટા મારું મન્નો, જાણેકા કાંઈ નાંય વીના વી અહો.

ભાવડોહ જાણી ગો કા હાળોહ ખૂમચા પાર આત મારે તાય. પુણ ઈયાતે ખૂમચો હાચવુની આવડાતપાર બો ભરહો, ઉલેં નિરાંતે હૂઈ ગો. હુવનેહારૂં હાળોહ પુણ ખાટલે પડનો, પુણ નીંદ - નાંય આવે. જાગતો જ પડી રનો. જરાકવાર પસી ભાવડોહ બરાબર ઘોરું મન્નો ઉલેં હાળોહ - ઉઠનો, ભાવડાયેહ ખાટલાહીં ગો ને ડોયે પારથો બાલ તોડી નાકામાં ઘોહી એયરો.

ભાવેંડેંહ તે નીંધેમાંજ નાકાપાર થાપાટ માયરી. જાગનો નાંય તય ખાતરી કરુલાગ હાળેંહ - કાનામાં બાલ લાયખો. ભાવડોહ જાગ્નો નાંય ઉલેં હાળેંહ જુકિત પાયડી, વળેંજ ભાવડાએહ ખાટલે ચઢનોને ખુમચો લે લેધો, ખુમચો લેને નઈએ હેંડે ગો, તાં ભાઠામાં થાળી દાયટી ને નિશાણી થવીને ઘર આવી અગ્ગોજ

હુઈ ગો. ભાવડોહ અધ્ધી રાતીહનો જાગનો. ડોળા ઉઘડીને એરે તે હિકાં ખાલી ! હિવણાં તે નાંયને ? અહાં કરી ભાવેંહ ડોળા ચોળીને એયરાં, ખૂમચો નાંય મેળે. અહ... ! આખ્ખાર લે પળણો રા પળણો ! અહાં આખીને ભાવડોહ ખૂમચો હોધુલાગ નીંઘનો, ઓ તે વાટે વાટે નાંય પુણ ચાલેત ચાલેત દેઠેં નાંય કૂદે થુવે તહી અવળી વાટે ગો, ને નઈએ હેંડે પોંચી ગો. તાં ભાઠામાં નજાર માયરી તે એક જાગે ભીજનેલાં ભાઠાં ને નિશાણી એયરી. તાં જાયને ભાવેંહ તે તરાતીજ ખૂમચો હોધી કાયઢો. પછી ઘર આવનો ને દૂહરે જાગે ખૂમચો દબાયડો, પસી આખે .....''અવેં મેં ભી આણો સુમાર એરેં ''

હવાર નાંય પડનાં ઉલામાં તે ઘર જાઈ રવનાં અહાં હાળેહ નક્કી કધા હાળોહ હદ્દીકો ઉઠનો ને જાવલાગ ઉતાવળ કરું મન્નો, ને આખે પાવણોહ આવનેલોને બો ઘણા દીહ વી ગુવા. ઘરને વાટ બો એરે થુઈ ઉલેં જાવનો.

ભાવડોહ તે હાળોહ કજે ઉતાવળ કરે તીં જાણીગો ને આખે ''આજ ઉલી બધી ઉતાવળ કજે તુણી બણીહ તે આજું ઉઠનીભી નાંય, ઉઠીને પછી બોપોર હુધીમાં ખાવનાં બનાવી કાઢી તીં ખાયને પછી જાવનાં, નેતે તુણી બણીહ માં ખાવાડી.''

હાળાહતે હુનાઈ થાળી યાદ આવે તાય. મનમાં જ વીઢું મન્નો. ''તુણે તે ખાવની ચિંતા, બાકી માણી ઉલીબધી મેનાતી પાર રેત્યેમાં કુણી પાણી નાંય ફેરવી લાખે તે હાજાં ''

નાંયછૂટકે હાળોહ રોકાયનો, જેમતેમ કરતાં બોપોર વીનો ને બણીયેહ તે તેજ થાળ્યેમાં ખાવનાં થવી દેધાં.

થાળી એરીને હાળોહ તે ચક્કેર ખાય ગો. બચારો વિચાર કરેતાય કા ભાવાડ ઈ થાળી લાવનો કાથો ? ભાઠામાંથી કા બેચાર હાંવટયાજ ચોરાટી લાવનેલો આયે.

અદેખાયમાં મન આખે ''બે થાળયા નાંય વી, ઇતે તીજ થાળી હોધી લાવનો હોજો. ભાવાડ ભી કાંય ઓછો નાંય ઓતે અધ્ધી રાતીહનો ખંખોરી લાખે અહો માણુંહ '' બો ઝેરી રા...!

ખાઈ લેધાં, પછી હાળોહ આખે ''જરાક નઈ ધણ આંટો મારી આવેં'' આણે મનમાં અહાં કા ભાવાડાયેહ તાં બેભી થાળયા વે તો ? ભાવડોહ પૂછે, ''કા તાં ભાઠાં કાઢું જાવનોહ....? '' ભાઠાવાળી વાત આયકીને હાળોહ ભડાકનો પુણ જાણ નાંય પડું દેધી અગો અગો નઈ ધણ ગો. નઈહીં જાયને એરે તે થાળી અલ્પાત ! હાળોહ હમજી ગો કા ભાવાડાંઆં કામબી પાકાં. ઓ તે તરાત આવનોને ખાટલે બઠો.

આગોજ બઠો. આજ એણે જાવલાગ રકઝક નાંય કધી ને ભાવેંહ પુણ કાંયનાંય આયખાં તઈ રઈ પડનો !

રાત પન્ની થાળી એ હારું જ તે હાળોહ ને ભાવડોહ હૂઈ ગુવા. હાળોહ તે ડોળા ઠાપી રનેલો.. આયે તે જાગતોજ ! ઓતે અધ્ધી રાતીહનો ઉઠનો ને હિંકેથી થાળી પાડીને દબાડી આવનો.

પુણ હવારે ઉઠીને એરે તે થાળી પાછી હિકાં પાર. હાળોહ આખે ''ભાવાડ.....ઓ....ભાવાડ ...! તુણે થાળયેમાં તે જાદુ ગમ્મે તાં થઈ આવું પુણ હવારમાં તે હિંકે.''

ભાવડો આખે ''ભાવાડ..... ! તુંભી ચોર ને મેં ભી નરો ચોર. ચાલ કણીં ભાગ્યામાં આથમારું''

ભાવડોહ તિયાર વી ગો. બેય જણીં કેણાં મોટાં કામ કરુનાં તીર્ભીં નક્કી કરી લાયખાં.

ને દુહરે દિહ હવારમાં બેય જણા એક મોટે હેટાએ તાં ગુવા, હેટાઓ બાહ અવટાય ગોયલો અતો.

હાળેંહને ભાવાડેંહ પેલા હેટા આયખાં ''તુણે બાનેહને આમણે બાનેહ બો મોટો વેપાર ચાલે થતો તીયાર તુણે બાહ આમણે બાંય અઝાર હોનામોર ઓફેલી તી જમા કધેલીહ કા નાંય ?''

હેંઠે તે પેલીવાર ઉધરાણી એયરી, ઈયા આણો બાહ દેવાળિયો આખવાવાળા બે જડના. હેંટે તે બધે ચોપડેં એરીને ના પાયડી.

તીયાર બેય આખે. ''આમણે બાંહે તુણે બાહ અઝાર હોનામોર ઓફેલ્યાજ,ભલે તુણો ચોપડો નાંય બોલે, પુણ તુણો બાહ દેવાં કરીને ગોયલો ને ભૂત બનનેલો આયે. ઉલેં તુણો બાહ મહાણ્યે બોલી.

બેય જણાં ઘરમાંથા કહાંક કરીને કાઢે ? નેતે એવેં એતે માણો બાહ દેવાળિયો આયે અહી વાત આખે ગાંવામાં આખી માન્જી ભેગાં કરીને મહાણ્યે કુણી બોલુનાં નાંય મેળે એતે માણે મિલકતમાં ભાગ પાડું આવના આય. હેંટેં વિચાયરાં ને મહાણ્યે કેદીહ આરીં જાવનાં તો દિહભી નક્કી કરી લાયખો ને બેયાં કાયઢા.

નક્કી કધેલો તે દિહ બેય જણા મરાખે મહાણ્યે પોંચી ગુવા. તાં ખાડો ખણી કાયઢો. ખાડામાં હાળોહ બઠો ઉલે ભાવડેંહ ગળા હુધી પુરી લાયખો. ને મહાણ્યે બળીને ઓલવાય ગોયલેં દારવેં હાળાહે ડોયેપાર હરખે ગોઠવીને હાળાયાંહ મુંય દેખાતાં બન કધાં, પસી ભાવડોહ હેટા હાદ્દુલાગ ગો. હેટ તે બો ખુશ, કજેકા બાહ દેવાળિયો નાંય મેળે અહાં આજ મહાણ્યે પુરવાર વી જાવનાં અતાં, તો તે તિયારવીને વાટ એરે થતો. ભાવાડ આંગણે પોંચી હેટા બમાટે ઉલામાં તે હેટીજ ઓટલેતો ઉતરી પન્નો ને મહાણ્યે ઘણ ચાલુ મન્નો, મહાણ્યે પોંચી ગુવા.

બેય જણા મહાણ્યે પોંચના પછી ભાવાડ આખે ''એય હેટ, તુણે માણે બાહ આરીં વેપાર ચાલે થતો. તીયાર માણે બાંહે તુઆ એક અજાર હુનામોર ઓછીન્યા દેધેલ્યા. તો ઇસાબ ચોપડે લખેલોહ નાંય ને દેધ્યાભી નાંય તુંએ હુનામોર હાચ્ચેજ ઓફેલ્યા વે તે બોલ, ''બાપા, હાચ્ચેજ હુનામાર મેં લેધેલ્યા. પુણ ચોપડે લખુનાં વીહરાય ગોયલો ઉલેં ભૂત બનીને મહાણ્યે પડનેલો આયેં. માઠે બાપા તું વેગવેગ હુનામોર ઓફી દેહતે મેં આથો છૂટે'' મહાણ્યે ડોયે હધી દાટાયલો હાળોહ બોલનો.

ભૂત બન્નેલા બાનીહ વાત આયકી હેટ ઢીલો પડી ગો. ને ઘર જાયને પેલા તરાતીજ એક હજાર હુનામોર ઓફી દેધ્યા.

ભાવાડ તે હુનાં લેને ઘર ઉપડી ગો. હાળાહ જાણી જોયને મહાણ્યેજ રાયખો. અહોજ દાટાયલો રંવ દેધો. ઘર પોંચી એણે તે હુનામોર ઘરમાં દાયટ્યા. હાળોહ ગમ્મે તીયાર આવીને ભાગ માંગી અહાં કરીને એણે તે એક હૂંખે કૂવામાં રવનાં રાયખાં. રાતીહનો હૂવેભી કૂવામાં જ! ડોહાડીયે ભી આખી દેધાં કા અવેં ખાવનાંપુણ કૂવેજ દે જાવનાં.

હાળોહ તે ડોયે હુધી દાટાયલો. આત-પા ભી જરા ઇલ્વાયનાંય, ને અવેં તે ગાભરાયનો. એખલાથી નીંઘાય અહાં નાંય મેળે, એણે તે બોપોર હુધી વાટ એયરી પુણ ભાવડોહ કાઢુલાગ - આવે તો નીંધેને, ચાલુ હાળોહ ભાવાડાઈ ચાલ હમજી ગો. બંમ પાડેં તોજ આથાં નીઘાય બાકી ભાવાડેં માં મહાણ્યે બરાબર ઠોકી દેધો આયે, કાંઈ વિધિ કરુની નાંય. મોફોતમાં મરીં.

ઉલેં હાળેંહ બંમ પાડુનાં ચાલુ કધાં. તાણો કકાહ ગોવાળઈ આયકો એખી ગોવાળયાઈ ઇમ્માત નાંય ચાલની ઉંલે બધા હાંવટાવીને મહાણ્યે આવના. દારવે ખહેડીને હાળાહ કાયઠો.

ખાડામાંથો નીંધીને હાળોહ આખે ''ભાવાડ અવેં તું માણી કળા એર, તુવાં તે મે એક પયહોભી નાંય ખાંવ દેં''

હાળોહ તે મહાણ્યેથો હીધો ઘર આવનો. હોધી અયરો પુણ ભાવાડ ઘર નાંય મેળે. અલોપ ! ભાવાડાયે હારૂં બણીયેહ પૂછી એયરાં, બણીહભી જો હાચાં આખે તે ચોરાઈ ડોહાડી કહાઈ ? ઉલેં બણીહ આખે તુવાંજ આરીં આવનેલો પસી પાસો ઘર નાંય આવનો. તુ આવનોહ ને ભાવાડાહ કાં થવી આવનોહ ? અહાં પૂછીને ભાવાહીજ વીઢની.

પેલેં તે પડોહમાં પૂછી એયરાં, કુણીં કાંય આખે નાંય. અવેં ભાવડાહ હોધવો કહાંક કરીને ? હાળોહ વિચારે તાય.

પછી એણે તે એક જુકિત કધી. એક ડોહા બીડી ઓયફી ને પૂયછાં ''બાલા, દુહરી બીડી દેં, પુણ માં દેખાડ કા માણો ભાવાડ કાં ગોયલો.''

ડોહો આખે, ''કુનજાણેહ કજે તુણો ભાવડોહ ઘર નાંય રય. તુણી બણીહ બોપોરે ને ધુંધરે રોજનીહ ભાવાડાયેહ હારૂં પોળયા લે જાય. ઉલાં મેં જાણે, પુણ કાં દબનેલો આયે તીં નાંય જાણે.''

હાળોહ જાણીગો ને બરાબર તપાહ કધી તીયાર ખબાર પડની કા ભાવડોહ કૂવામાં રઈ તાય. ને ખાવના-પીવનાં ને બધાંજ કૂવામાં !

ને હાળોહ તે બાણ્યેહથી હદીકો કૂવાહીં પોંચી ગો. ને ખાવલાગ કોંડાયા પોળયાને મીઠાં - કૂવામાં મૂયકાં.

હાળોહ તે ડોયે હુધી દાટાયલો. આત-પા ભી જરા ઇલ્વાયનાંય, ને અવેં તે ગાભરાયનો. એખલાથી નીંઘાય અહાં નાંય મેળે, એણે તે બોપોર હુધી વાટ એયરી પુણ ભાવડોહ કાઢુલાગ - આવે તો નીંઘેને, ચાલુ હાળોહ ભાવાડાઈ ચાલ હમજી ગો. બંમ પાડેં તોજ આથાં નીઘાય બાકી ભાવોડેં માં મહાણ્યે બરાબર ઠોકી દેધો આયે, કાંઈ વિધિ કરુની નાંય. મોફોતમાં મરીં.

ઉલેં હાળેંહ બંમ પાડુનાં ચાલુ કધાં. તાણો કકાહ ગોવાળઈ આયકો એખી ગોવાળયાઈ ઇમ્માત નાંય ચાલની ઉંલે બધા હાંવટાવીને મહાણ્યે આવના. દારવે ખહેડીને હાળાહ કાયઠો.

ખાડામાંથો નીંધીને હાળોહ આખે ''ભાવાડ અવેં તું માણી કળા એર, તુવાં તે મે એક પયહોભી નાંય ખાંવ દેં''

હાળોહ તે મહાણ્યેથો હીધો ઘર આવનો. હોધી અયરો પુણ ભાવાડ ઘર નાંય મેળે. અલોપ ! ભાવાડાયે હારૂં બણીયેહ પૂછી એયરાં, બણીહભી જો હાચાં આખે તે ચોરાઈ ડોહાડી કહાઈ ? ઉલેં બણીહ આખે તુવાંજ આરીં આવનેલો પસી પાસો ઘર નાંય આવનો. તુ આવનોહ ને ભાવાડાહ કાં થવી આવનોહ ? અહાં પૂછીને ભાવાહીજ વીઢની.

પેલેં તે પડોહમાં પૂછી એયરાં, કુણીં કાંય આખે નાંય. અવેં ભાવડાહ હોધવો કહાંક કરીને ? હાળોહ વિચારે તાય.

પછી એણે તે એક જુકિત કધી. એક ડોહા બીડી ઓયફી ને પૂયછાં, ''બાલા, દુહરી બીડી દેં, પુણ માં દેખાડ કા માણો ભાવાડ કાં ગોયલો''

ડોહો આખે, ''કુનજાણેહ કજે તુણો ભાવડોહ ઘર નાંય રય. તુણી બણીહ બોપોરે ને ધુંધરે રોજનીહ ભાવાડાયેહ હારૂં પોળયા લે જાય. ઉલાં મેં જાણે, પુણ કાં દબનેલો આયે તીં નાંય જાણે.''

હાળોહ જાણીગો ને બરાબર તપાહ કધી તીયાર ખબાર પડની કા ભાવડોહ કૂવામાં રઈ તાય. ને ખાવના-પીવનાં ને બધાંજ કૂવામાં !

ને હાળોહ તે બણ્યેહથી હદીકો કૂવાહીં પોંચી ગો. ને ખાવલાગ કોંડાયા પોળયાને મીઠાં - કૂવામાં મૂયકાં.

મેદ્યનામાં તે ઘાહિયાયા બો ઘણિયા ગંજયા, ઉલેં હાળોહ કહાંક કરીને હોધવો ?

ભાવેંડેહ તે એક જુકિત વિચારી કાયઢી. એણે તે એક આથામાં હળકાં લેધાં ને એક આથાં માં ઘૂઘરા લેધા. પછી ખ..ડિંગ...ખ..ડિંગ..ખડિંગ કરેત ગંજયે ગંજયે ફીરેને ગંજયેમાં હળકાઆ ગોધા મારે. નાંય એરે તીયાતે અહાંજ વે કા ઘૂઘરા બાંધેલો બલ આવે તાય, હાળાહ ધૂઘરાઓ કકાહ આયકાયનો.

અવેંતે ખડીંગ, ખડીંગ, અવાજ પાહે આવું લાગનો, ભાવડોહતે હાળોહ જે ગંજયેમાં ગભરાયેલો અતો તાં ગો ને હળકાઓ ગોધો જોસતી માયરો. હાળાહે બોકામાં ગોધો લાગનો. પુણ હાળોહતે કળપાયને પડી રનો. ઈયા તે અહાં વિનાં ''સાલ્લો, પટેલાઓ હાંડ આવનો આયે હાં હિંગ્ડા કૂલાક લાંબાવી તે પેટામાં લાગના ! ને ઓતે આહોડી આહોડીને ગંજી ઢોળી મૂકુનો''

ઉલેં હાંડા હમજાવુ લાગ હાળોહ આખે.

''હેટ, હેંટ..હેંટ, ...હેટ, હેંટ..હેંટ...,હેટ હેંટ..હેંટ...''

ભાવેંડેહ ગંજયેમાં હાળાહ બોલેત આયકો ઉલેં ભાવેંડેહ આયખાં. ''તું કેહ કર કા મૈહ કર, કાંય ચીલી નાંય, મેં તુવાં હોધી કાયઢો આયેં ઉલેં હિધ્ધો બાર આવુનોહ તે આવી ર.. નેતે પસી હળકા રંય ગોધાટી ગોધાટીને બાર કાઢીં ''

હાળેંહ વિચાર કધો અવેં તે મેં ધરાય ગો. ને જો નાંય નીંધી તે હળકાઆ ગોધા ખાવા પડી.

પસી બેય જણીં એકદૂહરાથી દબુનાં બંધ કરુનાં નક્કી કધાં ને પયહા હરખેભાગે વેંચી લેધા.

**સારાંશ**

અઠંગ ચોર એવા સાળા-બનેવીની ચોર વૃત્તિની વાત આ વાર્તામાં છે. એકવાર સાળો એના બનેવીના ઘરે મહેમાન બનીને આવે છે. બહેન સોનાની થાળીમાં એને જમવાનું પીરસે છે. જે થાળી પર સાળાની દાનત બગડી હોવાથી એને ચોરવાનું તે નક્કી કરે છે.

જમીને ઊંઘતી વખતે સાળાની દાનત પારખી ગયેલો બનેવી સોનાની થાળીમાં પાણી ભરી શિકા પર મૂકે છે. અને શિકા નીચે ખાટલો ઢાળી બનેવી સૂઈ જાય છે. અઠંગ ચોર એવો સાળો બનેવીની ચાલાકી સમજી જાય છે. અને થાળીમાં રાખ નાખીને થાળી ચોરે છે. અને નદીની રેતીમાં દાટી આવીને સૂઈ જાય છે. ત્યારે યુક્તિબાજ એવો બનેવી ચાલતાં ચાલતાં દેડકાં ન કૂદતાં હોય એવા માર્ગે જાય છે અને થાળી શોધી

લાવી શિકા પર ગોઠવી દે છે. સાળો-બનેવી એકબીજાને બરાબર ઓળખી લે છે. અને પછી સાથે રહીને પૈસા પડાવવાનો પેંતરો ઘડે છે. એક ધનવાન શેઠને મૂરખ બનાવી પૈસા પડાવે છે. પછી તે પૈસા લઈ બનેવી એક ખાલી કૂવામાં સંતાઈ જાય છે. પણ યુક્તિબાજ એવો સાળો બનેવીએ પૈસા ક્યાં રાખ્યા છે તે જાણી લે છે. અને પૈસા લઈને એક ઘાસની ગંજીમાં છૂપાઈ જાય છે. બનેવી પણ ગાંજ્યો જાય એવો નથી. એ જાણી લે છે કે સાળો ઘાસની ગંજીમાં છૂપાયો છે. એટલે એક મેદાનમાં જેટલી ઘાસની ગંજી હતી તેમાં લાકડીના ગોદા મારવાનું શરૂ કરે છે. અને સાળાને શોધી કાઢે છે. ઠગાઈ અને ચાલાકીમાં બંને સરખા છીએ એવું મનોમન વિચારી બંને સમાધાન કરે છે. અને ધન વહેંચી લે છે.

**શરીરના ભાગ :**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ડોય | માથુ | નિમાળા/લટયેં | બાલ/ વાળ |
| મૂંય/ટકળો | મોં | નામખોરી | નાક |
| કાનુચો | કાન | મૂસ | મૂછ |
| સેંડી | ચોટલો | દાઢી | દાઢી(વાળ) |
| દાઢૂળો/ દાઢી | નીચેનું જડબું | ડોળા | આંખ |
| લાય | કાકી | ભામણ્યા | ભ્રમર |

| | | | |
|---|---|---|---|
| ઘાંટી | ગળાનું બહાર ઉપસેલું હાડકું | | |
| ચાવણ્યા | ગાલ | | |
| નિબરુહ/ઓડ | હોઠ | કાંખ | બગલ |
| ખાંધો | ખભો | બોચાટ | બોચી |
| હોંખલો | ગળું | નિંદાળ | કપાળ |
| આત | હાથ | કોપોર | કોણી |
| પેરાં | વેઢાં | આંગઠયા | આંગળી |
| નખેં | નખ | બોકો/દાદળો | પેટ |
| આતેં | આતરડાં | આઢકેં | હાડકાં |
| માંહ | માંસ | બેંબી | ડુટી |
| ચામ્ડી | ચામડી | ગાંડ | ગુદા |
| આથાળી | હથેળી | | |
| ડૂધલી આંગ્ઠી | ટચલી આંગળી | - | - |
| પા/ ટાંટ્યા | પગ | બડો | પીઠ |
| ડાઠી | છાતી | બોબ્લી | સ્તન |
| તાળવાં | તાળુ | કડ | કેડ |

| | | | |
|---|---|---|---|
| આંગ્ઠો | હાથકે પગનો અંગૂઠો | | |
| મૂઠ | મૂઠી | નળો | - |
| ઓંગો | ખોળો | લોંય | લોહી |
| ગોડો | - | ઘૂટાણ | - |
| ઢગરે | - | વાંહો | - |

**સમય**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ટાયામ | સમય | વખાત | સમય |
| ધૂંધરાં | સાંજ | મરખાં | મળસકું |
| ભોંજાતાં | સાંજનો સમય | બોપોર | બપોર |
| વેળણાંહ | રાત્રે | રાતીહનાં | રાત્રે |
| રાતદિહ | રાત દિવસ | દિહ | દિવસ |
| પાસલીવેળ | બપોરપછી | અણ | આ વર્ષે |
| પોર | આવતા વર્ષ | પરાન્નેવરીહ | - |
| અધ્ધીરાત | મધરાત | ચાન્ણા | હૂજેડયાં |

| | | | |
|---|---|---|---|
| ઓંધારીયા | - | હવાર/હકાળાં | સવાર |
| કૂકડાવાહતે | મળસ્કે | વેળ | અર્ધો દિવસ |
| હદીકો | વહેલો | | |

**સંબંધવાચક શબ્દો**

| **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|
| કાચળીઆ | મામા મોસાળના સંબંધો |
| પાઘડીઆ | પિતાના કુટુંબના સંબંધો (કુળના સંબંધો) |
| કાચળીના | સંબંધીઓ કહેવાય-પોતીકેં (સગાં) |
| પાઘડીના | સંબંધીઓ કહેવાય -હત્રેં(હગાહ) |
| આયલી | દાદીમા |
| ગઢી | અન્ય વૃદ્ધ સ્ત્રીને સંબોધન (ગઢીઆય) |
| બાલો | દાદા |
| ગઢો | અન્ય વૃદ્ધ પુરુષને સંબોધન (ગઢોબાહ) |
| વાય | મા |
| બાહ | પિતા |

| | | | |
|---|---|---|---|
| આદો | ભાઈ | | |
| બણીહ/ બાઈ | બહેન | | |
| પોહો/ ડિચકોહ | દીકરો | | |
| પોહી/ડિચકીહ | દીકરી | | |
| ભાવાડ | બનેવી (પોતાના બનેવીને પુરુષ દ્વારા સંબોધન) | | |
| ભાવલો | બનેવી (પોતાના બનેવીને સ્ત્રી દ્વારા સંબોધન) | | |
| બણવાય | બનેવી (બનેવી વિશે ત્રીજી વ્યક્તિ વાત કરે ત્યારે સંબોધન) | | |
| હાળોહ | સાળો | | |
| હાળીહ | સાળી | હાળાણીહ | સાળાની પત્ની |
| હાઢુહ | સાઢુ | જેઠુહ | જેઠ |
| જેઠાણીહ | જેઠાણી | નંડાહ | નણંદ |
| ભાઈ | નણંદનો પતિ | ભોજાય | ભાભી |
| ભાચાય | દીકરા કે દીકરાનો સાળો /દિયર | | |
| ભાટલી | દીકરાલકે દીકરીની સાળી /નણંદ | | |
| દેરુહ | દિયર | દેરાણીહ | દેરાણી |
| આકાડહાહુહ | પત્નીની મોટીબેન | | |

| | | | |
|---|---|---|---|
| જોંવાટહ | જમાય | વોહ | વહુ |
| ડોહાડી | પત્ની | માટીડા | પતિ |
| માટી-બૈરે | પતિ-પત્ની | વડાઈ | પિતાની ભાભી |
| ફૂકો | દિયર | વડાવા | પિતાના મોટાભાઈ |
| ફૂકી | નણંદ | | |
| જાવતોહ(પુ) | બીજા લગ્ન કરી | જાવતીહુ (સ્ત્રી) | આગળના પતિ |

પત્નીનું સંતાન હોય તેને સાવકો બાપ કે સાવકી મા સંબોધન કરે.

| | | | |
|---|---|---|---|
| મામોહ | મામા | મામીહ | મામી |
| અજોળોહ | દીકરા કે દીકરીનું સંતાન (પુ) | | |
| અજોળીહ | દીકરા કે દીકરીનું સંતાન (સ્ત્રી) | | |
| હહરોહ | સસરો | હાહુહ | સાસુ |
| ભાણેજોહ | ભાણેજ | ભાણેજીહ | ભાણજી |
| ભત્રેજ/ભત્રીજોહ | ભત્રેજીહ- ભત્રીજી | | |
| ફૂવા | ફૂવો | ફૂઈ | ફોઈ |
| નવતેરો | પોતાનું જન્મસ્થળ છોડી અન્ય ગામમાં વસવાટ કરે તે પુરુષ | | |

વ્યક્તિ-સ્ત્રી - નવતેરી
ડેબરો/પાન હોરિયો લગ્ન વગર થયેલ સંતાન
ખંધાડ/ ખંધાડિયો ઘરજમાઈ
વિધુર/ છૂટાછેડાવાળી સ્ત્રી બીજાં લગ્ન કરી પતિને પોતાના ઘરે રખે તે પુરુષ-નાતરો
આગલી-પાસલી બે પત્ની ધરાવતા પુરુષની પ્રથમ પત્ની તે આગલી, બીજી પત્ની તે પાસલી

**વારના નામો**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હમ્મા૨ | સોમવાર | મંગળ | મંગળવાર |
| બુધ | બુધવાર | ગુરુ | ગુરુવાર |
| શુકુરવાર | શુક્રવાર | શનિ | શનિવાર |
| રવિવાર | રવિવાર | પક્ષ | - |
| શુકલપક્ષ | અંધારિયાં/ હૂજેડ્યાં | | |

**અંકો**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| એક | એક | બે | બે |
| તીન | ત્રણ | ચાર | ચાર |
| પાંચ | પાંચ | સ | છ |
| હાત | સાત | આઠ | આઠ |
| નવ | નવ | દહ | દસ |
| અગ્યાર | અગિયાર | બાર | બાર |
| તેર | તેર | ચવુદ | ચૌદ |
| પંદાર | પંદર | હોળ | સોળ |
| હત્તાર | સત્તર | અઢાર | અઢાર |
| ઓગણીસ | ઓગણીસ | વીહ | વીસ |
| તીહ | ત્રીસ | બે વીંહા | ચાલીસ |
| અઢી વીહા | પચાસ | તીનવીહા | સાઈટ |
| હિત્તેર | સીત્તેર | ચાર વીહા | એંસી |
| નેવું | નેવું | હુ | સો |

**માસનાં નામો**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કારતાક | કારતક | માગસાર | માગસર |
| પોષ | પોષ | મહા | મહા |
| ફાગણ | ફાગણ | ચઈતાર | ચૈત્ર |
| વઈશાખ | વૈશાખ | જેઠ | જેઠ |
| અષાઢ | અષાઢ | સરાવણ | શ્રાવણ |
| ભાદરવો | ભાદરવો | આસો | આસો |

**ઋતુઓનાં નામો**

| **ધોડિયા** | **ગુજરાતી** | **ધોડિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હિયાળો | શિયાળો | ઉનાળા | ઉનાળો |
| ચોમાહાં | ચોમાસું | | |

અરવિંદ પટેલ, કુલીન પટેલ

## સંગીત વાદ્ય અને નાટયવેશો

**તૂર :**

ધોડીયા આદિવાસીઓમાં તૂરનૃત્ય ખૂબ જ પ્રચલિત છે. ધોડીયા સહીતનો આદિવાસી સમુદાય ખેતીની સાથોસાથ પશુપાલન સાથે પણ સંકળાયેલો હોય છે. પશુઓને ચરાવવાનું કામ બહુધા કીશોર વયના છોકરાઓ કે પુરૂષોએ કરવાનુ હોય છે. પશુઓને ચરાવવા જંગલમાં લઈ જવામાં આવે છે. ઢોરો ચરાવીને આરામ કરવાના સમયે બધા જાનવરોને એક જગ્યાએ એકત્ર કરવામાં આવે એ જગ્યાને ગોઠો કે ગોઠણ કહેવામાં આવે છે. બધા પશુપાલકો-ગોવાળો આ સમયે ભેગા થયા હોય ત્યારે મનોરંજન મેળવવા માટેના જુદી જુદી રમતો, અલગ અલગ ગીતો, વિવિધ પ્રકારનું સંગીત કે પછી હળવી ધીંગામસ્તી કરે છે. ઢોરો ચરાવવા માટે રાખવામાં આવેલ લાકડીઓ ભીની જમીનમાં ખોસીને બે થી ત્રણ ફૂટ જેટલા ઉંડા અને ત્રણ ચાર ઈંચ પહોળા બૂમપાડવામાં આવે છે. અને આવા એક થી વધુ બૂમ પાડી એની ઉપર બંને હાથોની થાપ મારીને વિશિષ્ટ અવાજો કાઢવામાં આવે છે. આ સુરાવલીઓના સથવારે ગોવાળો ઝૂમતા હોય છે. સુરાવલીઓ રેલાવવા માટે આ જે દરો બનાવવામાં આવે છે એને ધોડીઆ ભાષકો 'ભોપીલા' કહે છે. ગોવાળો માટે જંગલમાં મનોરંજનનું કોઈ અન્ય સાધન ન હોય ત્યારે આ 'ભોપીલા' મહત્ત્વના બની રહે

છે.

કહેવાય છે કે પ્રાચીન કાળમાં આ 'ભોપીલા' જ પરિવર્તન પામતાં 'તૂર' જેવા વાદ્યમાં પરિણમ્યા કારણ કે 'તૂર'ની બનાવટ પણ કંઈક આ જ પ્રકારની જોવા મળે છે. ગારા માટીને ઘાટ આપી પકવવામાં આવેલ નળાકારને 'કાંઠો' કહેવામાં આવે છે. આ કાંઠાની એક બાજુનો વ્યાસ આશરે સવા ફૂટ જેટલો અને બીજી બાજુનો વ્યાસ એકાદ ફૂટ જેટલો હોય છે. આ કાંઠા પર બંને બાજુએ ચામડું ચઢાવી ચામડાની દોરીથી ત્રીસ બત્રીસ કાણાઓ દ્વારા કઠણ બાંધવામાં આવ્યું હોય. આવી રીતે ચર્મવાદ્ય 'તૂર' તૈયાર થાય છે. જયારે તૂર વગાડવાનું હોય ત્યારે સુરાવલીઓ સરસ રીતે રેલાય તેમજ અવાજ કડક થાય તે માટે ચામડાનાં મધ્ય ભાગે 'ભેણ' લગાડવામાં આવે છે. આ ભેંણ એટલે ડાંગરની પૂળી સળગાવીને તેમાં રાંધેલા ભાતનું મિશ્રણ કરી બનાવવામાં આવેલ ચીકાસવાળો પદાર્થ. તૂરની સાથે લગભગ પોણા ફુટનો વ્યાસ ધરાવતી કાંસાની થાળી ઉપર લગભગ એટલી જ લંબાઈ ધરાવતી લાકડી પીટીને વગાડવામાં આવે છે.

તૂરવાદન હંમેશા થાળીના સથવારે જ કરવામાં આવે છે. આની પાછળ એવી પણ એક માન્યતા પ્રવર્તે છે કે 'તૂર' એટલે 'દેવ'નું અને 'થાળી' એટલે 'દેવી'ની. તૂરવાદન શુભ અને અશુભ બંને પ્રસંગે થતું હોય છે, ફેર એટલો કે શુભ પ્રસંગે વગાડવામાં આવતા અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા (ચાળા એટલે તૂર વગાડવાની વિશિષ્ટ પધ્ધતિ) અલગ અલગ હોય છે. શુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય છે. શુભ પ્રસંગોએ વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતું નથી નૃત્યકારોએ જેવી રીતે નાચવું હોય એ ચાળાને અનુરૂપ 'લ્હેરયું' ગવાય અને એ

રીતે વાદકોએ વગાડવું પડે. આમ ના થાય તો આમ ના થાય તો નૃત્યકારો 'નાંઈ...' 'નાંઈ...' બોલી ઈન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાં જ નાચનારાઓ ઝૂમી ઉઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધીવિધાન ટાણે જે દેવનો ચાળો વગાડવામાં આવે છે ત્યારે નૃત્ય નહીં પણ એમાં દેવોને રીઝવવાનો ભાવમાત્ર હોય છે. અશુભ પ્રસંગે એટલે કે કોઈનું અવસાન થયું હોય ત્યારે જે ચાળાઓ વગાડવામાં આવે એના થકી સાંભળનારાઓમાં સંવેદના પેદા થતી હોય છે. જૂના સમયથી ચાલી આવતી આ પદ્ધતિમાં સંદેશાવ્યવહારનાં ટાંચા સાધનોની ખોટ પુરાતી હોય છે. કોઈનું અવસાન થતાં ચાળો વાગતાં ગામના કે આસપાસના લોકોને ખબર પડી જાય, કે કયાંક અશુભ પ્રસંગ બન્યો છે. શબને લઈને જે કંઈ ક્રિયાઓ કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ અલગ ચાળા વાગતા હોય તે ઉપરથી આસપાસનાં સાંભળનારાઓને ખ્યાલ આવી જાય કે હવે શબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધીઓ કરવામાં આવી રહી છે. સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે. સ્મશાને પહોંચી ગયા પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય. આમ, અગાઉ તો આ તૂરવાદન જ આસપાસ સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીના ક્રિયાકર્મ 'દહાડા' વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરીયાના ચાળા પ્રમાણે વિધીઓ આગળ થતી હોય છે. કેટલીક વિધિઓમાં તૂરીયા જ મુખ્ય વ્યકિત તરીકે હોય. જોકે સમયના વ્હેણ સાથે હવે પરિવર્તન આવ્યું છે.

લગ્ન જેવા સમયે તૂરીયા આવી જાય એટલે પદ્ધતિસરનું એમનું સ્વાગત બહેનો દ્વારા કરવામાં આવે છે. નાની-મોટી દરેક વિધીઓ સમયે તૂરવાદન અચૂક હોય જ અને એના થકીજ વિધી કરનાર બહેનોમાં

અનેરો ઉત્સાહ સંચારિત થતો હોય છે. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂરનો નાદ સંભળાતો હોય પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય અને જો બે કે વધુ તૂરીયાઓ ભેગા થયા હોય ત્યારે રીતસર તૂરીયાઓમાં સ્પર્ધા જામે અને એનો આનંદ નૃત્યકારો ભરપૂર માણે. તૂરીયાઓને મથાવવા નૃત્યકારો એમના વાદનને નાપસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરીયા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નાચવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. નાચવામાં કોઈ અલગ અલગ નાચતુ હોતુ નથી. પાંચ, દસ, કે પચ્ચીસ જેટલા નૃત્યાકારો નાચવા માટે એકત્ર થયા હોય એ દરેક એકબીજાની કમરમાં હાથ નાખીને જોડી બાંધીને વિવિધ ચાળા સાથે વિશિષ્ઠ શૈલી પ્રમાણે નાચતા હોય છે. તૂર નૃત્યમાં ભાઈઓ બહેનો ભેગા જોડી બાંધીને નાચતા જેના માટે ‘ઝાવડો બાંધીને નાચુંનાં’ એમ કહેવાતું હવે સમયના બદલાવ સાથે દક્ષિણ ગુજરાતના છેવાડાના અને મહારાષ્ટ્રનાં થાણા જિલ્લાના કેટલાક અપવાદો બાદ કરતાં આ નૃત્યમાં બધા ભાઈઓજ નૃત્ય કરતા હોવાનું જણાય છે.

આમ તૂરવાદન શુભ-અશુભ બન્ને પ્રસંગોએ કરવામાં આવે છે. બન્ને પ્રસંગોના ચાળા અલગ-અલગ હોય છે અને શુભપ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરીયાનું ગાન પણ થતું હોય છે. વિવિધ લ્હેરીયામાં આદિવાસી જીવન સાથે વણાયેલી બાબતો, આનંદ ઉલ્લાસ, ટીખળભાવ, સમાજોત્થાનનો ભાવ વગેરે જોવા મળે છે.

જેમ બાર ગામે બોલી બદલાય તે પ્રમાણે વિસ્તાર-વિસ્તાર પ્રમાણે તૂરનૃત્યના ચાળાઓમાં ફેરફાર હોય શકે. અમુક વિસ્તારમાં અમુક લ્હેરીયાં જોવા મળતાં હોય તે અમુક વિસ્તારમાં ન પણ હોય ઉપરાંત

લ્હેરીયામાં કેટલાક શબ્દોમાં કે કેટલીક વાક્યરચનાઓમાં પણ ફેરફાર હોય શકે છે.

તૂરનૃત્યના ચાળા આ પ્રમાણે ઓળખાય છે.

| | |
|---|---|
| ચાલ્તો ચાળો | ગાંણ ગંહાટ્યો |
| નાહતો ચાળો | દુલ્ભો બ્હેરો |
| કુદાણ્યો ચાળો | ઉટ્ટ બેટા ઘેર ચાલ |
| બે ડગાલ્યો ચાળો | પટેલ જોવડો તોવડો રા |
| તીન ડગાલ્યો ચાળો | કોપોર કાચલી |
| પાંચ ડગાલ્યો ચાળો | ભાવાડાયો ચાળો |
| બઠો ચાળો | ભગાતાયો ચાળો |
| મોધળી ગુભો | ધીરી પગલી |
| ચીપ્ટો ભૂળ્યો | ઘોડી ચાળો |
| પટેલાયે આંગણે વાંકો તાડ | મોર ચાળો |
| ધનજી ખંધાડ | નંદી ખૂંટી |
| અધ્ધો હંહલો | ફૂટકી રોટલી ને પંદાર વાલ |

જુદાં-જુદાં વિસ્તારોમાં અલગ અલગ લહેરીયાં જોવા મળે છે. લ્હેરીયાં ગવાતાં હોય તે પ્રમાણે નૃત્યની તૂરવાદનની પદ્ધતિઓ હોય છે. તૂરનૃત્યમાં ગવાતાં કેટલાંક લ્હેરીયાં આ મુજબ છે.

આંબાવાડીયે માં રાત ર્હનલી...ઓ મ્હાણા છેલીયા,
આંબાવાડીયે માં રાત ર્હનલી હે લોલ !
હાંખ્યાં પડનાં ને પોહી ઉઠની...ઓ મ્હાણા છેલીયા,
હાંખ્યાં પડનાં ને પોહીઉઠની હે લોલ !
આંબાવાડીયે માં રાત ર્હનલી...ઓ મ્હાણા છેલીયા,
આંબાવાડી માં રાત ર્હનલી હે લોલ !

ધોડીયા આદિવાસીઓ પ્રકૃતિ સાથે જોડાયેલો સમુદાય છે, તેથી જ ઉપરોક્ત લ્હેરીયામાં આંબાવાડીમાં રાત રહેવાની વાત સાથે પાકી કેરી પડવાથી ઊંઘમાંથી જાગવાની વાત સાથો સાથ ટીખળભાવ સમાયેલો જોવા મળે છે. આ જ ટીખળભાવ નૃત્યકારોના પગમાં અનેરો ઉત્સાહ સંચારિત કરી દેતો હોય છે.

જંવાય આમ્નેલો ને કૂકડી વાઢેલી,
બોટી તે હરી હરી જાય બ્હણી ત્હુણો જંવાય આમ્નેલો.
જંવાય આમ્નેલોને કૂકડી વાઢેલી.
કલેજી તે હરી હરી જાય બ્હણી ત્હણો જંવાય આમ્નેલો.
જંવાય આમ્નેલો ને કૂકડી વાઢેલી...

આ લ્હેરીયામાં મહેમાનગતિની વાત સાથે જ બોટી તે હરી હરી જાય કહી ટીખળ કરવામાં આવે છે.

એટલે આ સમુદાય મહેમાનની આગતા સ્વાગતા પણ ખુબ સારી રીતે કરી શકે, તે વાત બહેન અને એમના જમાઇને ભોજન કરાવતી વખતની વાત ત્રીજી વ્યક્તિ આ રીતે આનંદ સાથે પ્રદર્શિત કરે છે. તેનું આ ગીતમાં સુરીલું પ્રગટીકરણ થાય છે.

પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,
પોહેય તુંઆં હાડી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,
પોહેય તુંઆં ગાંઠી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,
પોહેય તુંઆં હાંહાડી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,

યુવા હૈયામાં ઉર્મીઓ છલકાતી હોય. ઉછાળા મારતા યુવાન હૃદયની ભાવનાત્મક બાબતો ઉપરોક્ત લ્હેરીયામાં જોવા મળે છે. યુવક-યુવતી વચ્ચે પ્રેમભાવ પ્રારંભ થવા પહેલાંનાં સંવાદો આ લ્હેરીયામાં બખૂબી વણી લેવાયેલ છે. જેમ કે યુવતીઓને કપડાં-આભૂષણો પ્રત્યે લગાવ હોવાનો જ અને એ જ બાબતનો લાભ લઇ યુવક પોતાના તરફ યુવતીઓને આકર્ષવા પ્રયત્ન કરતો હોવાની વાત અહીં જોવા મળે છે.

પટેલ જોવડો તોવડો રા...

પટેલ ઝાંગી જોવડો રા...
પટેલ જોવડો તોવડો રા...
પટેલ ડોયે જોવડો રા...

આ લ્હેરીયામાં પટેલની ઠેકડી ઉડાવવામાં આવી છે. ધોડીયા ભાષકો ગામ-મહોલ્લાના જે આગેવાનો હોય એને પટેલ કહે છે. આનંદ ઉત્સવનો સમય જ એવો હોય છે કે જ્યારે આગેવાનો સાથે પણ ગમ્મત થઈ શકે ! એટલે જ નૃત્ય કરતા કરતા પટેલ સાથેની હસી મજાકની વાતો આ ગીતમાં વણી લેવાયેલ જોવા મળે છે.

ખાટી મીઠી ટીકડી જોરદાર લાગે,
થાળીયેવાળો સાલો ર્‌હોરો પ્હોરો લાગે,
તૂરાવાળો તે પીધેલો લાગે...

સૌની મજાક થતી હોય અને ત્યાં વાદકો જ બાકી રહી જાય તે ન ચાલે. નૃત્યકારોએ આ લ્હેરીમાં તૂર અને થાળી વગાડનારાઓ વિશે ખાટી મીઠી બાબતો આવરી લીધી છે.

પટેલાયે વાડામાં આદાં ગોડું ગોયલી હે લોલ...
પટેલાયે વાડામાં આદાં ગોડું ગોયલી તે કહાણે બઇલે લેધી હે લોલ...
આદાં ગોડતાં પાગામાં લાગ્નાં તે વાંકી વળીને ગોયલી હે લોલ...

આમાં શ્રમ કરતાં નાની મોટી ઇજાઓ થતી રહેતી હોય છે. તે કોઈક વાર આગેવાનની ખેતીવાડીમાં

મજુરીએ જતાં વાગ્યું હોય એને પૂછવામાં આવે છે કે કોના બળદે તને મારી ત્યારે પ્રત્યુત્તર જે અપાય છે તે અત્રે પ્રસ્તુત છે. ખેતીવાડી, શ્રમ, પશુપાલન વગેરે બાબતો આ નાનકડા લ્હેરીયામાં જોવા મળે છે.

બારબાર વરહે આમ્નો ભાવડ્યો,
હાળ્યે લાગ કા લામ્નો હે લોલ...
પાગડાએ છેંડે ર્‌હેર મ્હાણી હાળી,
લુગડાંયી બે બે જોડ લામ્નો હે લોલ...
બારબાર વરહે આમ્નો ભાવડ્યો,
હાળ્યે લાગ કા લામ્નો હે લોલ...
પાગડાએ છેંડે ચ્હેર મ્હાણી હાળી,
હાંખળાયી બે બે જોડ લામ્નો હે લોલ...
યોહેય તુંઆં ગાંઠી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તુંતે રહય મ્હાણે બાગમાં,
યોહેય તુંઆં હાંખળેં લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં...

બનેવી બહારગામ મજુરી કરીને કમાવા ગયા હોય અને એ પરત ફરે ત્યારે સ્વાભાવિકપણે સાળી કંઇકને કંઇક અપેક્ષા રાખે તે જ નિર્દોષ લાગણીઓ આ લ્હેરીયામાં જોવા મળે છે.

વાંકી ખજુરીયાયી તાડી મ્હાણા છેલીયા,
વાંકી ખજુરીયાયી તાડી હે લોલ !
ખાંડે ઠોબલે ઉતાયરી મ્હાણા છેલીયા,
ખાંડે ઠોબલે ઉતાયરી હે લોલ !
ખાંડે પવાલે પાયજી મ્હાણા છેલીયા,
ખાંડે પવાલે પાયજી હે લોલ !
તુંએ પીધી ને માં ચડની મ્હાણા છેલીયા
તુંએ પીધી ને માં ચડની હે લોલ !
પીધેલો એલફેલ બોલે મ્હાણા છેલીયા,
પીધેલો એલ ફેલ બોલે હે લોલ !
બઠેલો ત્હાં થી ઉઠાય નાંય છેલીયા,
બઠેલો ત્હાં થી ઉઠાય નાંય હે લોલ !
પોહેં રડે ને ડોહાડી ટવળે મ્હાણા છેલીયા,
પોહેં રડે ને ડોહાડી ટવળે હે લોલ !
વાંઝીયો નાંય ને નાંય વાંઢો મ્હાણા છેલીયા,
વાંઝીયો નાંય ને નાંય વાંઢો હે લોલ !

આજથો નાંય પીયેં મ્હાણા છેલીયા,
આજથો નાય પીયેં હે લોલ !.

સમાજના લોકો નશીલા પીણાઓના સેવન થકી પાયમાલ થાય એની સામે જાગૃતિ લાવવાની વાત આ લ્હેરીયામાં વણી લઈ નશો કરવાથી કઈ રીતે, કેવા-કેવા પરિણામો ભોગવવાનો વારો આવે એ વાત કહી નશાકારક પીણું કઈ રીતે તૈયાર થાય, ત્યારથી માંડી માણસને કઈ કઈ રીતે નુકશાન કરે છે એની અથથી ઈતિ સુધીની બાબત સમજાવવામાં આવી છે. આના પરથી એ જોવા મળે છે કે તૂરનૃત્ય માત્ર મનોરંજન નહીં પણ સમાજને હકારાત્મક સંદેશો પણ આપે છે.

વેલણપુરીયો તૂરીયો ડખાં ને ચોખા ખાય,
ત્હુણી ને મ્હાણી ઉલી શરાત કા જાન વળાવીને ઘર જાય...
કોહીયો કવ્યો હાક ને રોટલી ખાય,
ત્હુણીને મ્હાણી ઉલી શરાતકા જાન વળાવીને ઘર જાય...

તૂરીયા લગ્ન પ્રસંગે આવ્યા હોય ત્યારે આખો પ્રસંગ પતે પછી જ ઘરે જવાની શરત આ લ્હેરીયામાં મુકાઈ છે. સાથે જ લ્હેરીયાં ગાનાર ‘કવ્યો’ પોતાના વિશે પણ જણાવી જ દે છે. પોતે પણ પ્રસંગ પત્યા પછી જ ઘરે જાય છે.

તૂરનૃત્યમાં પારંગત કલાકારો જ આ નૃત્યને માણી શકે છે. જે ચાળો વાગતો હોય તે પ્રમાણેની નૃત્યશૈલીને કલાકારો જ યોગ્ય ન્યાય આપી શકે. તૂર-થાળીના વાદકો જો અધુરા હોય તો નૃત્યકારોને મજા

આવતી નથી. તૂર ઉપર થાપ પડતાં જ કલાકારોના પગ ઉંચકાવા મંડે, તેમ અનુભવી વાદકો જ કરી શકે.

અત્રે અનુભવી-જાણકાર અને જાણીતા તૂર અને થાળી ના વાદકો અને નૃત્યકારો અંગેની માહિતી આપેલ છે.

**તૂરવાદક** : છીતુભાઈ સુખાભાઈ પટેલ, ઉંમર વર્ષ ૬૦, વિશેષ શોખ : કૃષિકળા અને ભજન કિર્તન, સરનામું : મુ.પો. વેલણપુર,તા. મહુવા જિ. સુરત

**થાળીવાદક** : બહાદુરભાઈ સુખાભાઈ પટેલ, ઉંમર વર્ષ ૫૦, વિશેષ શોખ :ખેતી અને ભજન કિર્તન, સરનામું : મુ.પો. વેલણપુર,તા. મહુવા જિ. સુરત

**નૃત્યકારો** : મહેશભાઈ છીતુભાઈ પટેલ,ઉંમર વર્ષ ૩૫, વિશેષ શોખ : સંગીત-નૃત્ય, સરનામું : મુ.પો. વેલણપુર, તા. મહુવા જિ. સુરત

## મૌખિક સાહિત્ય

**ધોડિયા લોક સાહિત્ય :**

ધોડિયા બોલીનું લોકસાહિત્ય સાંસ્કૃતિક ચેતનાનું પ્રતિક છે. જેમાં ખેતર, ખળી, ધરતી, આકાશ, પહાડ, મેદાન, જગંલ, વેરાણ, ઘર, આંગણું, નૃત્ય, તાલ, મન, પ્રાણ, પ્રણય, સુખ, દુઃખ, અશૃં, હાસ્ય, સંઘર્ષ એમ તેમના જીવન સાથે સંકળાયેલા સર્વભાવો અને પાસાઓ વ્યક્ત થાય છે.

તેમના ગીતો સાદા અકૃત્રિમ, સજીવ અને મર્મસ્પર્શી થાય છે. માનવીની મૂળભૂત વૃત્તિઓ પર આધારિત છે. સારી આત્મીય છે. એના દ્વારા યુગ જીવન મુખરીત છે. અને તેના લુપ્ત વિકાસ સ્તરોને વાચા મળે છે.

ધોડિયા જાતિ તેના પૂર્વકાળમાં સારી ખેતીવાડી ધરાવતા હોય. ઘરોમાં દૂધ, દહીં, ઘીની રેલમછેલ હોય. એમ એનું ગીત સાહિત્ય સૂચવે છે. એ પછી કાળે કરીને તેમના ગામડાઓમાં કલાલો (દારૂ તાડીના પીઠાવાળા) અને વ્યાજવટુ કરનારા શોષણખોર શાહુકારો દ્વારા શોષણનો ભોગ બની બેહદ રીતે વ્યસનગ્રસ્ત થયા. જમીન ગુમાવીને, શારીરિક અને બૌદ્ધિક રીતે પાયમાલ થઈ ગયા. આમ જીવન માટે સંગ્રામ ખેડવો પડ્યો. આવું તેને લગતા ગીતો, વાર્તાઓમાં વ્યક્ત થતી રચનાઓમાં ગીતો મળે છે.

**ધોડિયા જાતિનું ગીત સાહિત્ય**

ધોડિયા જાતિનું પદ્ય સાહિત્ય જે લોકકંઠમાં સચવાય રહ્યું છે તે વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ છે. વર્ગીકરણની દૃષ્ટિએ સમગ્ર પદ્ય સાહિત્ય નીચે પ્રમાણે વર્ગીકૃત કરી શકાય.

૧. હાલરડાં ૨. શ્રમનાગીતો ૩. તહેવારના ગીતો ૪. બાંધા માનતાના તથા દેવદેવીના ગીતો ૫. દારૂબંધીના ગીતો ૬. શાહુકારના ગીતો ૭. લગ્નગીતો

**હાલો(હાલરડું)**

નાના બાળકોને ઉઘાડવાના ગીતો 'હાલાયે ગીતે' હાલરડાં કહેવામાં આવે છે. વિવિધ વર્ણન દર્શાવતા હાલરડાંના ગીતોમાં 'હવે જલ્દીથી ઊંઘી જા ' સૂચક....'હા.....હા....હા....લો' કે હા....હા...હા....લી' એવું દીર્ઘસ્વરમાં ગાવામાં આવે છે. બાળકો ઊંઘતી વખતે બીએ, અને વધુ રડયા વિના જલ્દીથી ઊંઘી જાય તે માટે ધોડિયા જાતિના હાલરડાંમાં પણ બિલાડો કે બાવો શબ્દઉચ્ચાર કરવામાં આવે છે.

ભાઈને  નિંદા કરું.....તુઈ તુઈ, ભાઈને હાલો કરું ચુઈ ચુઈ
હા...હા...હા...લો, બિલાડો આવેહ્ રા.....
બાવો આવેહ્ રા, ઑગો રહ્રા....હા....લૉ...

ખાસ કરીને હાય....અટવાડામાંથી બાળક માટે 'ભજીયાં' લઈ આવશે. એવી લાલચ ગીતમાં રજૂ કરવામાં આવે છે. સામાન્ય રીતે વાર તહેવારે જ ભજીયાં...એક વિશેષ વાનગી બનાવતી ધોડિયા જાતિ,

હાટમાંના ભજીયાં બહુ હોંશથી ખાય છે ને પોતાના બાળકને માટે પણ ભજીયા લઈ જાય છે.

અ્હાટવાડે જાંવ્ને આયતે, બે પૈહાએ ભજયેં લઈ આવીહ્ રા
ઑગો ર્હ રા, હા..હા..હા..લ.

કોઈ બાળક જલ્દી ઊંઘતું ન હોય તો વિશેષ વર્ણન કરતું લાંબુ ગીત ગાવમાં આવે છે. એવા હાલરડામાં 'આજે તો કોળું પાક્યું છે,' તેના 'હાંવેલા' બનાવશું. સારું સારું શાક બનાવીશું ને નાનામોટા જમાઈ તથા પરણાવેલી છોકરીઓને સાસરેથી બોલાવીશું ને સાથે બેસીને આજનો દિવસ ખાઈશું. એવી ભદ્ર ભાવના વ્યક્ત કરવામાં આવે છે.

આજ તે કોળાં પીક્નેલા જોહાં અતાં
પોહેં આવ્નેલે આયેં તે ખાવા જાય.
મોટા, આયતા જેંવાયા હાદ
એક દિ હાથે બહીને ખાંવ....હા...હા...લૉ

કોઈ બાળક લાંબા હાલરડાં ગાનથી પણ ન ઊંઘે તો મારવાની વાત પણ ગીતોમાં કહેવામાં આવે છે.

'તુણી આય તે આવે હોજી, મેં ઈંડોળે તાય.
નાંય નિંધાયુનો? રયડા જ કરે ?
ઑગો રહ નાંય ને દોધ્યા જોહાં ઊંચકી આફળી હા...હાલો.

મહાણો ભાયો તો બો ડાયો, તો ને પાટલે બહીને નાહયો,
પાટણો ગીયો ખહી, ભાયો તો પડ્યો અહીં

**શ્રમનાં ગીતો :**

મહેનત કરીને જીવન વ્યતીત કરતી અન્ય આદિવાસી જાતિઓની જેમ ધોડિયા જાતિ પણ જંગલ, ખેતી, એનાં વિવિધ કાર્યો કરતી અને શ્રમ યુક્ત જીવન જીવે છે. ડાંગર પકવવાની ક્યારીમાં શ્રમ કરતી હોય કે ઘાસિયા જમીનને ડાંગર પકવવાની ક્યારીમાં ફેરવવા માટે ખોદતી હોય...ધોડિયા બોલીમાં 'ઢળિયો પાળતી' હોય...એતો એ અંગેના કામના આયોજનમાં મસ્ત હોય છે.

ઢળિયો પાળતી વખતે, ખેતી કરનારાઓમાં જેઓ હંમેશાં ગતિમાન રહેતા આવ્યા છે, એવી 'કણબી' કોમને યાદ કરીને ખેતરમાં શું કરવાનું, તેનું આયોજન પણ મનમાં છે. આટલો બધો શ્રમ કર્યા છતાં કોણ જાણે કેમ સાંજ જ પડતી નથી !

''મ્હાણે ઢળિયો પાળવો આહે કણબીલા
ઢળિયો પાળીને ઘર આવ્નેલા.
તોય હાંજ નાંયં પડ્નેલી...
મ્હાણે જુવારી ઓરુની આહે કણબીલા
તોય હાંજ નાંય પડ્નેલી

ભયરા ખેતાર મ્હાણા કણબીલા....

વેંગણ, મરચાં, ધાણા, લસણ, મેથી વગેરેની નાની સરખી વાડી કરી પોતાને માટે જરૂરી શાકભાજી ઉગાડવી ને તે માટે ખૂબ મહેનત કરવી એ આ જાતિનો મોટો ગુણ છે. મરચાંની વાડીમાં મહેનત કરી તો કેવું ફળ મળ્યું તે દર્શાવતું નીચેનું ગીત જોઈએઃ

ધૂણી પછવાડી મીરવીલાઈ વાડી રા
ફુલાં તે ગરી ગરી જાય...
મ્હાણા ધીરુભાઈ તે, હીંપી હીંપી આવે રા
મ્હાણી નવી વઉ, તે જાય હુરેત, લાવે ધડખાં
લાવે ધડખાં, કરે કોરા,
મ્હાણી નવી વઉ વણી ચૂંટી લાવે રા

**દારૂબંધીના ગીતો :**

દારૂ અને તાડીથી ભૂતકાળમાં સર્વાંગી રીતે બરબાદ થઈ ચુકેલી ધોડિયા જાતિમાં નશાબંધીના ઠીક ઠીક ગીતો વ્યાપક બનેલાં છે.

વહેલી સવારે કોઈ કામ પ્રસંગે બહાર જતાં જ તાડીનું પીઠું આવ્યું. એટલે તાડી પીવા માટે ગાલ્લી છોડી ખૂબ તાડી પીતા.

'ઉજેડો તારો નિધ્નો રા, ભાવલા ગાલ્લી જોતર,

વાડીયા પેંઠા આવ્ના રા, ભાવલા ગાલ્લી છોડ'

દક્ષિણ ગુજરાતના પીઢ આજીવન આદિવાસી સેવક શ્રી જુગતરામ દવે કૃત ગીત 'પીઠાનું પારખું' અન્ય આદિવાસી જાતિઓની જેમ ધોડિયા જાતિમાં પણ ઘણું પ્રચલિત છે. એમાં ક્રમબદ્ધ વિગતો વણી હોવાથી ખૂબ જ અસરકારક નીવડયું છે.

પીઠાનું પારખું જુઓ મારા ભાઈ, ડાહ્યા નર ફરે દિવાના થઈ

બેચાર ભાઈબંધ ટોળે વળીને ગયા પીઠાની મંઈ

કલાલ કહે, તમે ક્યાંરે ગયા તા, આવોને મારા ભાઈ

તે પછી તેઓ પીઠામાં પેઠા, દારૂની એક પ્યાલી, બીજી પ્યાલી પછી ધીમે ધીમે એટલો બધો પી લીધો કે 'પડ્યા ગટરની મંઈ' દારૂની લતમાં દેવું થયું ને હળ, બળદ, ઘર, ખેતર અને છેવટે બૈરી બીજાને ગઈ, ''પોતાની સ્ત્રીને મજૂરી કરવા ગુલામ તરીકે અન્યને ત્યાં રાખવી પડી, એટલી પાયમાલી દારૂથી થઈ તે બાબત હૃધ્યપૂર્વક વર્ણવી છે.

ઉપરોક્ત કવિના જ બીજા એક ગીતમાં દારૂ પીવાનો છોડી દઈને 'રામ રસ' અને 'પ્રેમ રસ' પીવાની વાત જણાવવામાં આવી છે. આ ગીત પણ ધોડિયા જાતિમાં હોંશે હોંશેં ગવાય છે.

તમે પીશો મા, પીશો મા દારવો પીશો મા

એ તો ભડભડ લિ બાળનારો કે દારવો પીશો મા
તમે પીઓ તો રામ રસ પીજો કે દારવો પીશોમા
તમે પીઓ તો પ્રેમ રસ પીજો કે દારવો પીશો મા

ધોડિયા બોલીમાં જ અતિ પ્રસિદ્ધ થયેલા બીજા એક ગીતમાં દારૂને જ ગામમાંથી કાઢી મૂકવાની વાત એટલા માટે કહેવામાં આવી છે કે તે જાય તો જ લોકો સુખી રહી શકશે !

આઘે આઘે જાજે દારૂ, આમણે ગાંવામાં રખે રા
આઘો તાંથો આઘો જ નાંહિ ફીરી રખે પાછો અ્હેરે રા
આમણે ગાંવામાં તું આવ્નોને, ભુંઈ તું અ્હામણી લેઈ ગો રા
અક્કાલ લેઈ ગો, સક્તિ લેઈ ગો, લેઈ ગો ડિલાયા ચીઠડેં રા
તુંજ આઘો નાંહિ જ જાય તે, આમું રંવ બધે સુખી રા

પંચમહાલ અને ભરૂચ જિલ્લાના રાજપીપળા વિસ્તારના આદિવાસીઓમાં પણ દારૂની બદી ઘર કરી ગઈ હતી. દારૂની વાતમાં સ્ત્રીને વેચી નાંખીને, તેને કલાલને ત્યાં વાસીદું કાઢવા જવાના વૈતરામાં જોડી દીધાનો ઉલ્લેખ પણ જેવા મળે છે.

માંટ ઉપર બેસું હાંડ, તેની સાકું બારીયા
હીમલા રે તારી રાંડને વેસ, તેની સાકુ બારીયા
કલાવ્યોના વાહેદાં કાડે, તેની સાકુ બારીયા

રાજપીપળા વિસ્તારની ભીલ પત્ની પોતાના પતિને કહે છે. દારૂ પીવો નહીં, તેનાથી બરબાદી થાય છે.

આટલી ગોંઠ ધ્યાનમાં રાખ જ, પુનીત નુહરના જાતાર
હરાનું હન પીતા હાવો, જબારો જોર સહીર

**શોષણખોર શાહુકારનું ગીત :**

દારૂ-તાડીની ખોટી લતમાં દેવું થાય અને તે માટે શાહુકારને ત્યાંથી નાણાં વ્યાજે લાવવા પડે. દારૂ-તાડીની બદીથી તવાઈચળાઈ ગયેલા શરીરથી ખેતીમાં ધારેલું કામ થાય નહિ, એટલે પાકવું જોઈએ તેટલું પાકે પણ નહીં...એટલે દેવું વધતું જાય. તે તેને પરિણામે હળ, જમીન, ગાલ્લી, બળદ શાહુકારને દેવા પેટે લખાઈ જાય તેથી ખેડૂત બરબાદ થાય. ભૂતકાળમાં ચાલેલી આ વિનાશકારી પ્રક્રિયામાં અન્ય આદિવાસી જાતિઓની જેમ ધોડિયા જાતિ પણ ભારે પાયમાલ, બરબાદ થઈ ગઈ હતી. તે જ શાહુકાર જો ગામમાંથી જતો રહે તો બધાં સુખી થાય નું તાદૃશ્ય શબ્દ ચિત્ર ધોડિયા બોલીના નીચેના ગીતમાં જોવા મળે છે. :

આઘે આઘે જાજે હાવકાર આંમણે ગાંવામાં રખે રા
આઘો તાંથો, આઘો જ નાહિ, ફીરી રખે પાછો અહેરે રા
આમણે ગાવામાં તું આવ્નોને, ભૂંઈ તું આંમણી લેઈ ગો રા
અક્કાલ લઈ ગો, સક્તિ લેઈ ગો, લેઈગો ડીલાયા ચીઠડેં રા

શાહુકારે શોષણ કેવી રીતે કર્યું તેની વિગત ચોંકાવનારી છે. પાંચ રૂપિયા જો લે તો વ્યાજનું વ્યાજ ચઢાવી રૂપિયા સો કરીને, પછી દેવા પેટે ઘર ખેતર વગેરે લઈ લીધાંઃ

પાંચ રૂપિયા આંમિ લેંઉ તિયારે ખાતા પાડે તું વીહના
વિયાજના વિયાજ કધાં રૂપિયા હો કધાં
ઘર ખેતાર તું લેઈ ગો રા

એટલે જ ખેડૂતોમાં કાર્ય કરનારી સંસ્થાની સલાહ-સહકારી સોસાયટી-કરો...ખોટું દેવું ન કરો....શાહુકાર પાસે જવું નહિ. એમ દર્શાવ્યું છે.

કિસાનસભા આજ ઑહાં આખે તાય
સીસોટી તુમણી કરજા રા
હાવકાર પાંહે જાવ્ના નાંય ને
ખોટાં દેવા નાંય કરુના રા

**તહેવારનાં ગીતો :**

**દિવાસાનું ગીત**

દિવાસાનો તહેવાર એટલે ગોવાળિયાનો તહેવાર. ધોડિયા જાતિ પ્રાચીન સમયથી એને સારી રીતે

ઉજવતી આવી છે. વર-કન્યારૂપી ઢીંગલો-ઢીંગલી બનાવી શણગારીને પ્રચલિત વિધિ પ્રમાણે લગ્નવિધિ કરે છે. દરિયાના બેટમાં કન્યાને ઢીંગલીને જવા કહે છે. પણ તેની કોરે નહિ બેસવાની સૂચના અપાય છે. કારણ કે કૃષ્ણ જેમ માખણ લઈ લેતા, તેમ ગોવાળિયા ઘરેણાં ઉતારી લેશે ને છેવટે કહ્યું છે કે અત્યારે જા, તારુ આણું બળેવ પર કરી લાવીશું.:

દયરા ડીપે જાજે રા મ્હાણી ઢીંગલી બાઈ
કોરે દીપે રખે નીંગોરા મ્હાણી ઢીંગલી બાઈ
ગોવાળિયા આહે પાપીરા મ્હાણી ઢીંગલી બાઈ
ઘરેણાં ઉતારી લીં રા મ્હાણી ઢીંગલી બાઈ

બીજા એક ગીતમાં વર ઢીંગલો જશે તો હળ કોણ હાંકશે? તેની મોટી ચિંતા વ્યક્ત કરવામાં આવી છે અને કન્યા ઢીંગલી જો જશે તો વાસીદું વાળે તેમાં છાણ કોણ નાંખશે? પાણી કોણ ભરશે? રોટલા પોળિયા કોણ ઘડશે? તે મુશ્કેલીને યાદ કરવામાં આવી છેઃ

ઢીંગલા તું જીં  તો અ્હળ  કુણ હાંકી રા
ઢીંગલી તું જી, તો છેણ કુણ ભરીહ્ રા
ઢીંગલી તું જી, તો પાણી કુણ ભરીહ્ રા
ઢીંગલી તું જી, તો પોળિયા  કુણ ઘડીહ્ રા

**દિવાળીનાં ગીતો :**

દિવાળી આવી એટલે કન્યાનું આણું લેવાં વેવાઈ પક્ષેથી કોઈ આવે છે. કન્યા તેના પિતાને કહે છે કે બાપા, મારા સસરાજી કે સાસુજી કે જેઠ વગેરેમાંથી કોઈ મારું આણું લેવા આવે તો, તેમને પાછા વાળજો પણ જો મારો 'પરણેતર' આવે તો હું તેની સાથે જ જઈશ.

દિવાળીના દિવસોમાં ગવાતાં બીજા એક ગીતમાં પતિને કૃષ્ણ માની, પોતાને રાધા ગણીને જમના નદીના જળ ભરવા જતાં રાધાનો પાલવડો ખેંચાયો તેથી કહે છે કે ખેંચવાથી તે ફાટી જશે. તો સાસુ મેણાં મારશે ને તેથી મારી વાત ઘેર ઘેર ચર્ચાશે માટે મને શાંતિથી જવા દો.

**હોળીનાં ગીતો :**

હોળી, હોલિકાને દેવી-માતા કે શક્તિના સ્વરૂપનું આરોપણ કરીને તે (હોળી માતા)સુખી રાખે તેવી સ્વાભાવિક મહેચ્છા રાખતા ગીતમાં હોળી માતા માટે દીવડાની જોડ, ઢોલિયાની જોડ, નારિયેળની જોડ વગેરે સામગ્રી લાવવાની ઈચ્છા કરવામાં આવી છેઃ

સુખી રાખીહ, આમું વરીહ દિહે આવું હ્ રા
આમું લાવીહ, દીવડાથી જોડ રા
આમું લાવીહ, ઢોલીયાયી જોડ રા
આમું લાવીહ, નારીયેલાયી જોડ રા

બીજા એક ગીતમાં હોળી પોતે રમવા નીકળે છે. અમુક ફળિયાની હોળી તે 'ચોરી' કરવા નીકળે છે. હોળીના દિવસોમાં કેટલાક તોફાની છોકરાઓ લાકડાં, છાણાં વગેરે વસ્તુઓ માલિકને પૂછયા વિના ઊઠાવી લાવે છે. તે વિશે ઈશારો છે ને શેરીમાં રમવા નીકળે છે એમ જણાવાયું છે.

હોળી વિશેના ત્રીજા એક ગીતમાં કલ્પનાને ઊલટી કરી નાખવામાં આવી છે. તેમાં વળી હોળી બાઈ આવીઃ હોળીનો તહેવાર આવ્યો છેઃ તો શું શું લાવી? એમ પ્રશ્ન પૂછી જવાબ આપી દેવામાં આવ્યો છે કે, નારિયેળ, કંકુ, ફુલ વગેરે લાવી જ પણ નાચવા માટે તુરિયો, વાજિંત્ર વગાડનારા પણ લાવીઃ

હોળી બાય આવ્ની કા કા લાવ્ની,
હોળી બાય આવ્ની, નારિયેળ લાવ્ની.
હોળી બાય આવ્ની, કંકુ લાવ્ની.
હોળી બાય આવ્ની, ફુલ લાવ્ની.
હોળી બાય આવ્ની, નાચુલા લાવ્ની.
હોળી બાય આવ્ની, તુરિયો લાવ્ની.

**દેવ-દેવીનાં અને બાધા, માનતાનાં ગીતો :**

દેવ-દેવીને રીઝવવા માટે તેની સ્તુતિ કરવી કે જેથી ધારેલાં કાર્યોમાં સફળતા મળે, એવી માન્યતાવાળા ગીતોને ધોડિયાબોલીમાં 'બાધા માનતાયેં ગીતેં' અથવા 'ચઢાવ્યેં ગીતેં' કહેવામાં આવે છે. એવાં ગીતોમાં

બાધા શ્રધ્ધા કેવી  રીતે છોડી? તે વિશે તથા દેવદેવીનું મંદિર, ઘુંમટ, વૃક્ષો વગેરેનાં વર્ણન આવે છે.

માવલી  દેવાયા લાંબા પડાળ
અહળવી રહયને રમ રા માવલી દેવ
વાંસ વઢાવે, ઘેર બંધાવે, ઘેરમાં  રમે બરમદેવ

બાર વષે પહેલાં જે શ્રધ્ધા કે બાધા લીધેલી તે ફળી હોવાથી દેવને નારિયેળ, ધજા, સિંદુર, ઘીનો દીવો, ફૂલો વગેરેના અર્ધ્ય દ્વારા બાધા છોડી.

બાર વરહાથી બાધા જો, મેં તે નારિયેળ આપી બાધા છોયડી જો
એતો બાર વરહાથી બાધા જો મેં તે ધજા આપી છોયડી જો.

દિવસ ઊગેને દેવીની ઘૂઘરી વાગે, વારે દેવનો ઘંટ વાગે, દેવનાં પારેડાં બોલે, ને સાંજે દેવના દીવા બળે, આમ દેવ મંદિરની દૈનિક પ્રક્રિયા કેવી આધ્યમિક શાંતિ અર્પતી ચાલ્યા કરે છે !

ઓરે પોરે, દેવાયા પારેડાં બોલે
હાંજ પડે, દેવાયા દીવડા બળે

આદિવાસીઓનાં દેવસ્થાન ઊંચા પણ હોય અને નીચા પણ હોય ત્યાં દેવલોકોના બેસણાં હોય છે. રાંધણાં પણ હોય, જમણાં પણ હોય અને નાચણાં પણ હોય છે.

કાળોકાકર એ ડુંગરદેવ સ્થળે છે ને ઉનાઇ માતા, ઉનાઈ તા. વાંસદા, જિ. વલસાડમાં છે. ગોવાળદેવ એ ગોવાળિયાઓનો માનીતો કોઈપણ વિસ્તારનો દેવ છે.

મંદિર દેરુના ઘુમટને છત્રી કરીને, મંદિરના દેવની બાર વરસ ચાલે તેવી બાધા (કોઈ ઈચ્છા શ્રધ્ધા ધારણ કરી) બાર વરસ ચાલે તેવી બાધા લીધી. તે તુરિયો લાવીને બાધા છોડી.

ગંગા દેવાયા ઊંચા દેરા, દેરા ઉપ્પાર સતી મેલે
સતી ઉપ્પાર સતી મેલે તોહાં દેરા આઘેંથા અ્હેરાયે
મેં તે બાર વરહાથી બાધા લેધી
મેં તે તુરિયો લાવી બાધા છોયડી.

માવલી દેવના મંદિરે ઝીણા રાગની વાંસણી સંભળાઈ. હે દેવ, તને સુંદર રીતે શણગારીશ. દરિયાની નીચે મોતીની લૂમો છે, તે કયા દેવને ચડે? તે તો માવલી દેવને ચડે !

વાંહળી તો વાગ્ની ઝીણા રાગાઈ
ગોઈ મ્હાણે મંદિરિયે આયકાઈ
હારો ચડાવે ભંજાતે રા
તુંઆ અીમીં હણગારું રા
દયરાથી નીતે મોતીયાઈ લૂમ
ઈ મોતી ક્હેણા દેવા ચડે રા
ઈ મોતી માવલી દેવા ચડે રા...

**ગીતોમાં ભવાની માતા :**

ધોડિયા જાતિ પોતાની કુળદેવી ભવાની માતા છે. ભૂતકાળમાં અને આજે ભવાની માતાની મૂર્તિ કે પ્રતિક ઘરોમાં રાખવાનો, ભક્તિ પૂર્વક પૂજા કરવાનો રિવાજ આ જાતિમાં જોવા મળે છે. વિવિધ પ્રકારના તેનાં ગીતોમાં ભવાની માતાનું સ્થાન નિશ્ચિત જોવા મળ્યું છે. દા.ત. તરીકે દહેજ...ધોડિયા બોલીમાં દેજ-નાંખે તે દિવસે ગવાતા ગીતોમાં ચોખામાં સોપારી ''મુકી તેને રોપી'' એમ કહ્યું છે. તે સોપારીમાં 'ભૂવાની દેવી' બેઠી તેમ શ્રધ્ધા પૂર્વક માનવામાં આવે છે. આમ ચોખા સોપારી પણ શ્રધ્ધેય ગણાય છે.

ઓટોલે ચોખા વેરાય જો હે
ચોખામાં હોપારી રોપાય
હોપારિયેમાં બઠી મ્હાણી ભવાની દેવ

**ગીતોમાં દેવ-દેવી :**

પરણ્યા પછી દેવદેવીને પગે લાગવા જવાનો રિવાજ આ જાતિમાં છે. વર કે કન્યા પોતાના માનીતા દેવને કહે છે કે તમારા પૂજાપા માટે થાળ ભરી ફુલ અને ચોખા લાવીશ.

મેં તે થાળ ભરી ફુલેં લાવીહ્
મેં તે ભરમદેવા મિળુ લાગ આવીહ્
મેં તે કન્હેરી દેવા મિળુ લાગ આવીહ્

મેં તે કન્હેરી થાળ ભરી ચોખા લાવીહ્

દેવ-દેવીમાં શ્રધ્ધા વ્યક્ત કરતાં ગીતોમાં સાદું વર્ણન પણ હૃધ્ય સ્પર્શી જોવા મળે છે. કયા દેવની બહેન, શેરીની સફાઈ કરવા નીકળી કે શેરી સાફ કરીને નારિયેર રોપાવી. તે નાળિયેરના થડે ઘોડો બાંધ્યો?

કહેણા દેવાથી બ્હણી હેરી ભુવારે
હેરી ભુવારે ને નાળિયેર રોપાવે
નાળિયેરીયા થુડામાં તે બાંધ્યો ઘોડો...

વેલીના ફુલમાં પણ દેવનો વાસ છે અને તેમાં દેવ રમે છે એવું વર્ણન કરતાં ગીતો પણ દેવ-દેવીની સ્તુતિનો જ એક પ્રકાર છેઃ

કાળી રા વેલાયા, રાતા ફુલાં આહે કા
ઈ રા ફુલામાં ક્હેણા દેવ રમે કા
ઈ રા ફુલામાં માવલી દેવ રમે કા

આમ જેટલા શ્રધ્ધેય દેવ-દેવી છે, તે દરેક બરમદેવ, કન્હેરી, માવલીદેવ, ગોવાળદેવ, વાઘદેવ, ભુવાનીદેવી વગેરેનાં નામો ગીતમાં ગવાય છે.

કન્યાનું માગું આવે અને વિધિ થાય તે પ્રસંગે બ્રહ્માને (બરમદેવને) હૃધ્યમાં સંભારીને દેવને ઘણું ને કન્યાને થોડું એવી ભાવના વ્યક્ત કરતાં ગીતમાં બ્રહ્માને લીમડો (આખું ઝાડ) તો કન્યાને માત્ર ડાળી, દેવને ત્યાં મહેમાન આવ્યા તો કન્યાને માંગા આવ્યા. દેવને માટે ખીચડો તો તેને માટે ખીર, દેવને માટે થાળી

તો કન્યાને માટે બાજ, દેવને મહેમાન જમાડ્યા તો કન્યાએ 'માંગા' જમાડ્યા એવું સમાંતર વર્ણનવાળું, કૂણી ભક્તિભાવ દર્શાવતું વર્ણન આવે છેઃ

બરમદેવાયે આંગણે લીમડો, માહણે આંગણે ડાળ
બરમદેવાયે આવ્ના પરુણાલા તો મ્હાણે 'આવ્ના માંગા'
બરમદેવાયે જમાયડા પરુણલા તો મેં હો જમાય્ડા 'માંગા'

**પરોઢિયે ગવાતાં ગીતો :**

જેનું બોલવું જ શુકનવંત છે, તેવું 'દરચીડી''નામનું પક્ષી વહેલી સવારે મળસ્કે 'વર' નો પિતા જાગી ઊઠયો, જયારે કન્યાનો પિતા એવો એદી આળસુ છે કે સૂર્યોદય થયો ત્યારે ઊઠયો.

ઊંડે ઊંડે રાનામાં  તે દરચીડી બોલે હે
ભાયા (વર) તુણો બાવો તે મધરાતી બોલે હે
છોરી (કન્યા) તુણો બાવો તે દિહ ઊગતા બોલે હે

છોરી(કન્યા)ને સ્નાન કરવા માટેનું પાણીઃ અંધરણ-ચુલા ઉપર મૂકવા કહે છે, તેમાંથી પરવારીને રોટલા ઘડવા, પાણી ભરવા, વાસીદાં વાળવા કહે છે, તે પછી પરવારો તો 'ગોખાલે' રહેવા નક્કી કરેલા ઓરડામાં રહેવા જણાવ્યું છે.ઃ

ઊઠો એ ગોરી, મેલો રે અંધરણ

અંધરણ મેલી ગોરી ગોખલે રેજો
ઊઠો એ ગોરી રોટલા ઘડોએ
પાણીડાં ભરોએ, વાહીદાં  કરોએ
વાંહેદા કરી ગોરી ગોખલે રેજો

પંચમહાલનાં ભીલ આદિવાસીઓના પરોઢિયાના એક ગીતમાં કુકડો બોલે ત્યારે ''ઘૅંટીએ દેયણા વેરે'' છે.

સૂર્યદેવનો છડીદાર કૂકડો પરોઢિયે બોલે છે. જાન જવાની તૈયારી હોય કે સ્થાનિક લગ્ન લેવાના હોય પણ લગ્નના દિવસોમાં કૂકડાનો અવાજ અચૂક 'જગાવે' છે. તેના વિવિધ ગીતો ધોડિયા જાતિમાં ગવાય છે.

એ અંગે એક ગીતમાં 'કૂકડો તે બોલ્નો નદીયે પાર રા' ને પિતાજીએ તો લાંબે સુધી જવું પડે એટલે દૂર 'વહેવાર' જોડ્યો છે. 'બાહાયે તો દેખાયડા લાંબે રા ગાંવ રા' દૂર જવું પડે તેવો વ્યવહાર આપણને જોઈતો નથી. 'બાહા, આપુને ની જોજે લાંબે રા ગાંવા રા..પુણ જો જે ટૂંકેરા ગાંવ રા' કહીને નજીકમાં જ વહેવાર માંડયો હોય તો સારું એવી ઈચ્છા પ્રગટ કરી છે.

એક ગીતમાં પરોઢિયા 'ફાયટા' ને 'લગનો આવ્ના રા' તેમાં કોણ કોણ આવશે, તે ગાઈને તેમાં માતા,પિતા, ભાઈ વગેરે આવશે, એમ જણાવ્યું છે. જેમ કમળનું બિડાયેલું  ફુલ ખીલે છે, ફાટે છે. તેમ રાત્રી પછીના પૂર્ણ સવાર સુધીના સમયને પરોઢિયાને 'પરોઢિયા ફાયટા' શબ્દ યોજી કેવું શબ્દચિત્ર ખડું કર્યુ છે.

વહેલી સવારે પરોઢિયે એકાએક ઊગતા પ્રભાત શુક્રના ઉદયનું વર્ણન આકર્ષક છે. ધોડિયા જાતિ શુક્રનાં તારાને 'ઉજેડીયો તારો' કહે છે. તે તલમલ તલમલ ચમકતો હોવાથી નીચે પ્રમાણે કહી સુંદર શબ્દચિત્ર ઉપસાવ્યું છે.

''પેલો તે ઊગ્જો, તલમલીયો તારો રા''

અહીં એકાએક ઊગતા એ શુક્રતારાને માટે ભીલ આદિવાસીએ 'પ્લીક દઈને તારિયું ઊજયું ને વાણલા વઈ' એમ ગાયું છે.

**લગ્નગીતો :**

લગ્ન કરતા પહેલા કન્યા કે વરને 'જોઈ લેવાનો રિવાજ' આ જાતિમાં પણ છે. સંબંધ ધરાવતા વડીલો, વર કે કન્યા વિષયક રૂપ, ચારિત્ર્ય, મિલ્કત, કુટુંબમાં કોઈ રોગ ચાલી આવતો હોય તો તે, ભણેલી હોય તો પરીક્ષામાં મેળવેલા ટકા, ખેતીકામમાં કુશળતા, ખેતી અને રસોઈ વિષયક આવડત વગેરે બને તેટલી ચોક્કસ, વધુ માહિતી લગ્ન ગોઠવતાં પૂર્વે મેળવી લેવામાં આવે છે. ૪૦-૫૦ વર્ષ પહેલાં વડીલો સગપણ નક્કી કરતા. વિશ્વાસ રાખી મૂકી લગ્ન કરતા, એટલે પરણનાર વર કે કન્યાની પસંદગી એ પ્રથમ કાર્ય ગણાય.

લગ્ન કરનારાઓ માગસર, પોષથી જ તેની પૂર્વ તૈયારીઓ આરંભી દે છે. ગામડાઓમાં કેટલાક કિસ્સાઓમાં હટવાડાઓમાં કન્યા કે વરનું ગોઠવાઈ જતું હોય છે.

આવ્નો માગસર પોહ, લગનાયી ઘણી ઓંહ

પાટલે બહીને-(પાટલે બેસીને) ફુલાયા અ્હાર પોવીને (ફુલનો હાર પહેરીને) લગ્ન લેવાનાં છે. લગ્નમાં કયો ભાઈ અસવાર બનીને આવે છે, તેની સાથે ચર્ચા કરીને કેટલા દિવસ પછી લગ્ન થવાના, કયે ગામથી લગ્ન આવ્યા તે અંગે કહ્યું છેઃ

લગાનિયા લેવડાયવા પુણ કેધે થાં લગાન આયવાં?
બામાણે લખી ઓયફા, દેહાયે વાંચી ઓયફાં

કેટલા દિવસ પછી લગ્ન થવાના તેની ભૌતિક નિશાનીરૂપે કાગળમાં કંકુના ચાંલ્લા કરી આપ્યા. તેમાં જેટલાં ચાંલ્લા હોય તેટલા દિવસ પછી લગ્ન થશે. એવી પ્રણાલિગત 'સમજ' વર્તાતી હોય છે. તેવા લગ્નના ચાંલ્લાના કાગળને વર તરફથી કન્યાને ઘેર ખાસ માણસ મોકલીને પહોંચાડવામાં આવે છે. તેવો લગ્નના ચાંલ્લાવાળાઓ કાગળ 'ઉખળ'ની (પીઠી ચોળવા માટે ઉખળમાં જ બેસવાનો રિવાજ છે) પાસેથી લીધો ને નક્કી કરેલી ભીંતે ચોંટાડયો. ગીતમાં વર તરફથી એ 'લગ્ન' કંકુના ચાંલ્લા કરેલો કોરો કાગળઃ કયે ગામથી આવ્યો તે પણ ગવાય છે.

બોડવાંકી ગાંવ આહે, તાંથા રા લગાન આયવાં
લેધારાં લેધા મેં તે ઉખાળે લગાન લેધાં
ચોયડા રા ચોયડા મ્હાણે ભીંતે લગાન ચોયડા

વરને ઊંચુ મહત્ત્વ આપવું અને કન્યાને વરથી ઓછું મહત્ત્વ આપનારી પંક્તિઓ આ પ્રમાણે જોવા મળી છે. જેમાં કોયલ બોલી ત્યારે, વરરાજા માતા-પિતાના ખોળેથી બોલ્યો અને કન્યા ન્હવરી ભંગ્જાના

ખોળેથી બોલી.

**સગાઈ ગીત :**

સગાઈ કરવી એ બીજા ક્રમનું પગથિયું છે. વર-કન્યાની પસંદગી કરી આવ્યા પછી સગાઈની વિધિ કરવી એ અનિવાર્ય વિધિ છે. લગ્નોત્સવ આવવા પૂર્વેની વિધિના ગીતોમાં સારો વર કે સારી કન્યા જોઈને સંબંધ જોડવાની મુદ્દાની વાત જ વિચારાય. એટલે સગાઈ જોડતાં પહેલાં વર કે કન્યા અંગે 'હાલાણ અ્હેરી, ચાલાણ અ્હેરી કાળા અ્હેરી, ગોરા અ્હેરી, પાઠી વેવાર જોડજા' એવો નિર્દેશ કરવામાં આવ્યો છે. મધ્યમ માર્ગવાળી બાબત ચૌધરી આદિવાસીઓના ગીતોમાં પણ જોવા મળે છે. લગ્ન એ તો જન્મભરનો સંબંધ, એ અંગે ગાફેલ રહે કેમ ચાલે? વર બનનાર ભાઈને એક ગીતમાં, રબારી-રબારણને વેશમાં સસરા સાસુ તેને જોવા આવવાના છે. તેથી ઠીક રીતે ફુલવાડીમાં રહેવા જણાવ્યું છેઃ

તુણા હહરાયે માથે પાઘડી, ઓ તે રબારિયા વેહે અ્હેરુ લાગ આવે રા
તુણી હાહુયે ધમ્મરિયો ઘાઘરો, તો તે રબારણ વેહે અ્હેરુ લાગ આવે.

સગાઈ થતાં પહેલાંથી જ પ્રીતિ બંધાયેલી, તેવા વર-કન્યાને સાસુ-સસરાએ જોઈ લીધી. તેથી સ્પષ્ટ કહી દે છેઃ હહરા મ્હણા રા તુંઆ બોજે  તો વેવાર જોડીહ્ નાય તે જલામ જલામ કુંવારા રૂંવ.

બીજા એક ગીતમાં એક જગામાં નાનપણમાં સાથે ભણતાં....વાંચતા રમતાં તો પણ હવે કન્યાને મુરતીઓ ગમતો નથી.

પાટ્યે ગાંવામાં રાસ રમે થતા,

એક સિલેટમાં હાથે ભણે થતા, હાથે વાંચે થતાં.....

તોય બણીયા નાંય ગમે, નાંય ગમે...

કન્યાની સગાઈ કરવાની બાબતને, કોઈ વસ્તુનો સોદો કરતી વખતે 'બ્યાનું' કરવા સાથે સરખાવતા એક ગીતમાં કહ્યું છે;

ચડતે પોરે બિયાના રા કધાં, નમતે પોરે બિયાના લેધા.

ભયરી કચેરીમાં કેણો બાલો  બોલ્નો? મેં વેચાતી લેંઈ.

સગાઈના એક બીજા ગીતમાં સગાઈ કરતાં પહેલાં ઘણી જગ્યાએ કન્યાની તપાસ કરાવી જોઈ અને પછી કન્યા શોધી ને નક્કી થયું.

આખી ભૂંયે ફિરી વળ્ના પુણ વોવું નાંય મિલે વોવું

હાજી અતી મ્હાણા છગાનભાયાયી પોહી

તેણા અ્હારી જોયડા વેવા...

વહેવાર સુચક સગાઈનું પાકું થઈ ગયા પછી બીડી, તપખીર વગેરેનો વહેવાર કર્યો. પહેલાં 'લોકો' હતાં. હવે 'સગા સસરા' થઈ ગયા. તેવો ભાવ ગીતમાં પ્રકટ થાય છે.

પેલે અ્હતે લોકુને ઓર્મી ઉને હગા, હહરા રા લીલે

આથામાં બીડી લેધી રા લીલે, આથામાં તમખી લેધી રા લીલે

ચાંદલા વિધિ :

સગાઈનું નક્કી થયા પછી ચાંદલા વિધિ કરવામાં આવે છે. વર કે કન્યાને ચાંદલો કરે છે. ત્યારે તેની સાસુએ ખીજમાં ચાંદલો કર્યો જયારે માતાએ, બહેને બહુ હોંશથી કર્યો.

એ ચાંલ્લો કુણે ચડાયલો રા મારવણી
હાહુએ તો ખીજમાં ચડાયલો રા મારવાણી
બ્હણીએ તો હરખે ચડાયવો રા મારવણી
વોવુએ તો 'ઓંહે પેરી લેધા' રા મારવણી

કન્યાની પસંદગી અગાઉ થઈ ગયેલી હોવાં છતાં ચાંદલા વિધિમાં આવેલા સંગાને કન્યા 'બતાવવાનો' રિવાજ આજે પણ ચાલુ છે. તે માટે વર પક્ષે આવેલા સગાંને કન્યાને હાથે 'પાણી પીવાની' વિધિ કરવી પડે છે. તે પ્રસંગે ગવાતાં ગીતોમાં

અ્હાથામાં બેડા કાંખામાં બેડાં, કાગળિયાળાં બેડા જો
આમલીયા થુડે મ્હાણી ઓઢણી
ચાલા બાહા, ચાલા આયા, કન્યા અ્હેરુ જાંવ્ના જો
આમલીયા થુડે મ્હાણી ઓઢણી.

કંઈ અયોગ્ય ગોઠવાયું હોય અને વર પક્ષની અણગમતી વાતો કન્યાના જાણવામાં આવે તો,

ચાંદલો કરતી વખતે તેનું મન ઝાંખુ થઈ જાય છે એવો અર્થ કરે છે. સાચું જાણવા માંગ્યું તો અસત્ય માહિતી પ્રાપ્ત થઈ. 'સાચો હાર માગ્યો તો જૂઠો હાર મળ્યો, તેથી બ્હેન-કન્યાનું મન ઝાંખુ થઈ ગયું. બણીયા મન ઝાંખા ઉઈ ગુઆ જેવા ભાવો ગીતમાં પ્રકટ થાય છે. જો કે આવું તો કોક કિસ્સામાં થાય છે. મોટે ભાગે અતિ આનંદમાં, આખો પ્રસંગ પૂરો થાય છે.

ચાંદલો કર્યા પછી 'દહેજ નાંખવાની' વિધિ આવે છે. એમાં દહેજ 'બોલ દોરિયા'ની વિધિમાં પરંપરાગત રિવાજ પ્રમાણે વર પક્ષ તરફથી કન્યાને લઈ જવાના તે બદલ તેના વાલીને 'રૂપિયા આપવાના' હોય છે. કન્યાનું નક્કી કરીને ચાંદલા વિધિ પતાવ્યા પછી 'દહેજ નાંખવાની ' વિધિ થાય છે. જાણે કે વર પક્ષવાળા કન્યાને ખરીદવા ગયા હોય તેવો ભાવ દર્શાવતી પંક્તિઓ અત્રે દર્શાવી છે. દહેજ નાંખતા પહેલાં પણ કન્યાની સહેલીઓ વરપક્ષને સંભળાવે છે.

આગળથા આખે તાય વેવાય, કે બ્હણીથી(કન્યાથી) કામ નાંય વ્હી
દળુના દળાયનાંય, ઓરણ ઓરાય નાંય
માટે નોકર-ચાકરની સગલડ રાખવી પડશે.

દહેજમાં રૂપિયા સાથે અંગુઠી આપવાનો રિવાજ છે. વરના પિતા દહેજના 'રૂપિયા' ગણે છે, જયારે કન્યાના પિતા જાણે 'કાંકરા' ગણે છે. એવા કટાક્ષ ગીતોમાં પ્રભુ નામ પણ આવે છે.

ધીરૂ (વર) ભીયાયો બાહ રૂપિયા આવે હરી
સોરિયા (કન્યાનો) બાહુ કાંકરા ગણે રામ

કન્યાને દહેજ નાંખવાના અમૂલ્ય અવસરે ભવાની માતાને અચૂક યાદ કરવામાં આવે છે. ભવાની માતાનું સ્થાન શુભ પ્રસંગની વિધિમાં વપરાતા ચોખા સાથે સોપારીમાં છે.

'ઓટોલે ચોખા વેરાય, ચોખામાં સોપારી રોપાય
સોપારિયેમાં બઠી મ્હાણી ભુવાની દેવા'

જો કોઈ વેવાઈને દહેજમાં રૂપિયા આપવાનો બહુ ગર્વ હોય તો તેને ઠીક રીતે સંભળાવી દેવા માટે બીજું ગીત ગવાય છે.

જહા તુમણા પૈહા વ્હાલા, તહી અ્હામણી બ્હણી વાલી
જહો તુમણો ભાવો વ્હાલો, તહી અ્હામણી બ્હણી વાલી

દહેજ નાંખ્યા પછી લગ્ન માટે વરરાજાને પહેરવા 'જામો અને પાઘડી' જોઈશે. તે ખરીદવા ક્યાં ક્યાં જશે, તે અંગેના ગીતો પણ એ જ દિવસે ગવાય છે.

લીલી ઘોડી, પીંજારો ચાપ, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી હુરેત હેરામાં જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી જામા ઑરેવા જાય, મ્હાણા લેરિયા રા દરજીડા
ઈ ઘોડી પાઘડી ઑરેવા જાય, મ્હાણા લેરિયા રા દરજીડા

દહેજ આપવાનો વખત થાય ત્યારે ઘરના પિતાએ તેને શોભે તે રીતે વર્તવવાનું હોય છે.

ઘાયલો ગજલામાં અ્હાથ, કાયડી કોથળીની જોડ

છોયડામાં કોથળીયા બંધ, કાયડી રૂપિયાની જોડ
તો તે કળહિયામાં લાયખા, તે તો દડીંગ દેઈને બોયલા

**પીઠીનાં ગીતો :**

લગ્નના દિવસો નજીક આવી રહ્યા છે, ને યોગ્ય સમયે વરને પીઠી ચોળવામાં આવે છે. પીઠી (હળદર અને તેલનુ઼ં મિશ્રણ) અંગેના સંખ્યાબંધ ગીતો પૈકી તે ક્યાં રોપાય, કેમ વેચાય, તેના વર્ણનથી માંડીને તેમાં મિશ્રણ કરતા તેલ અંગે પણ રસિક વાત કહે છે. વર પીઠીથી કેવો રંગાઈ ગયો છે અને પીઠી ચોળ્યા પછી તે લગ્નના નિશ્ચિત દિવસની કન્યા પરણવા આવવાની કેવી રાહ જુએ છે વગેરે મુખ્ય ગીતો છેઃ

ભાયો તો બોહ્ રે રંગે, રંગે ભરાય
તેલાયો પરેલો  વાટ અ્હરે
અળાદ પરેલો વાટ અહરે

લગ્ન વખતે પહેરવાનું વસ્ત્ર 'જામો' કહેવાતું, જેને બટનના ઉપયોગ વિના પહેરી શકાતું. આધુનિક સમયમાં લગ્નોના વસ્ત્રમાં ઘણું પરિવર્તન આવ્યું છે.

તેલ હળદરના મિશ્રણ પીઠીથી તે પહેરાયેલો છે એ બાબત સુંદર રીતે કહેવાયેલી છે. વરને પીઠી ચોળ્યા પછી ઉઠાડતી વખતે ચાંલ્લો કરવામાં આવે છે. તે વખતે એના માથા પર ઓઢણીનો ઘુમટ ઘાલીને બેસાડવાનો રિવાજ છે. તેનું વર્ણન કરીને વરને પીઠી ચોળવા આવેલી બહેનોએ વરને ચાંલ્લો કર્યો. ઘુમટ

કરીને બેસાડયો હવે તો ભાઈ તારા પિતાનો વિચાર કારણ કે પૂરો વિચાર કરીને પછી જ વહેવાર માંડયો છે.

સોરા લાલ ટીંડીરયો વાટકડો, સોરા ઘૂમટ ઘાલીને બહાયડો
અહ્વે તુણા બાહાયો વિચાર,વિચાર કરીને વેવાર માંયડો

પીળો રંગ- પીઠી- કયા બજારમાં વેચાય તેના ગીત સાથે રામને પણ યાદ કરી લેવાય છે. પાવલે પાનસેર હળદર વેચાય છે. તે બાબત ચૌધરી આદિવાસીઓનાં ગીતો સાથે સામ્ય ધરાવે છે.

ઈ રંગ મ્હાણો કહેણા બજારે વેચાય રા રામ
ઈ રંગ પાવલે જ પાંછેર વેચાય રા રામ
કા રંગ મ્હાણો મોંગેરો

અતિ પ્રસિધ્ધ હળદરના ગીતોમાં કયાં રોપાય, શાના વડે ખોદાય, શાના વડે સિંચાય, કયા-શા ભાવે વેચાય, તેનું સાદું સુદર વર્ણન કરવામાં આવ્યું છે. ઘણાં વર્ષોથી ગવાતા આવેલા આ ગીતમાં આજે તેની બજારમાં કિંમતપણ ઘણી વધી ગઈ છતાં એ જૂના ગીતની પંકિતઓ હોંશે હોંશે ગવાયા કરે છે.

અળદી તું કાંહોને રોપાયે, અળદી તું કિયારીએ રોપાયે
અળદી તું કાંહોને કોદાળિયે ગોડાયે, અળદી તું કોહળિયે હિંપાયે
અળદી તું કાંહોને આટાડિયે વેચાય, અળદી તું પાવલે જ પાંછરે વેચાયે

લગ્નમાં પીઠી તો જોઈએ જ ને તે માટે ગામમાં તેલ માટે ઘાંચીડો હળદર માટે કાછીડો વસાવ્યો, તે

અંગેના ગીતો તથા જો હળદરના ગાંઠિયાને રમાડતા રમાડતા અળદુ તુણો ગાંઠિયો તે આટવાડે વેચાય કહી ગવાય છે.

ઉપરાંત અળદુ ઉતી પુણ મોંઘેરી બો તે ભલે હોય પણ લગ્નાવસર માટે ગમે તે ભાવે લેવાની તૈયારી છે.

ગાંવામાં વસાઈવો ઘાંચીડો- કાછીડો
તેલાથી- અળદાયી તિયારી રાખાવજા
ચયડે ઘોડે ભાયા જોજાહ.
રૂપિયા તે લેધા, વીહ ને દહ
મોંઘી તે મોંઘી પુણ મોલ ખરસી લેંઉ

પીઠી ચોળતી વખતે વરને વહુ મઝા પડી તે અંગેનું ઘોડિયા- ચૌધરીનું ગીત સામ્ય ધરાવે છે. તેમાં કોરો પાટલો, કોરોં ચાંદલો, કોરું તેલ, કોરી હળદર વગેરેનો ઉપયોગ કરતા ભાઈને બહુ મઝા પડી. એવો ભાવ દર્શાવવામાં આવ્યો છે.

કોરે પાટલે બહુ મઝા આવ્યાની
કોરે પાટલે બહી લે રા ભાયા
કોરો ચાંદલો પેરુની મઝા આવ્ની
કોરો ચાંદલો પેરી લે રાભાય

કોરી અળાદ ચોળુની મઝા આવ્ની
કોરી અળદ ચોળી લે રા ભાયા

પીઠી ચોળ્યા પછી વર કે કન્યાના હાથમાં નાળિયેર મૂકીને ઘરમાંના ઉખળની જગ્યાએથી લગ્ન માટેના મંડપના પૂર્વદ્વાર સુધી લઈ જવામાં આવે છે. શુભ પ્રસંગના ટાણે નાળિયેર પકડવા માટે ખોબો... રાવણ ખોબલી

**ચૌધરી- ધોડિયા સામ્યતા દર્શક ગીત**

પાટેલે બેસવાની મઝા આવી,
પાટેલે બેસી લેજે આપે ફાયે
હળદ ચોલવાની મઝા આવી, હળદ
ચોલી લે જે આપે ફાય

(ગુજરાતી લોકસાહિત્યમાળા મણકો-૨-૧૦૬ )

કરવામાં આવે છે. પિતાએ લાડ- વહાલ કરીને પુત્રને વરરાજા કર્યો.

ભાયા તુંઆ કુણેરા ભરાવી રાવણ ખોબલી
ભાયા તુંઆ બાવાએ ભરાવી રાવણ ખોબલી
ભાયા તુંઆ બાવાએ લાડ લડાવી રે ખોબલી

ભાયા તુંઆ રાજા કરી બહયડો રે રાવણ ખોબલી

પીઠી ચોળતી વખતે ઝીણા રાગની વાંસળી વગાડીને મંદિરમાં સંભળાવું ને પછી સાંજે ચોળીને સવારે દેખાડવું એમ કહેવા ઉપરાંત પીઠી માટે હળદર ખરીદીને ચોળનાર વર ને કાશીયાત્રાનું પુણ્ય મળશે તેવો ભાવ દર્શાવતું આ ગીત લગ્ન, તીર્થયાત્રા અને પ્રણય એમ ત્રણ બાબતને એક સાથે સાંકળે છે.

અળદુનો મોલ કરશે તેવર કાશી બોલી

ચાલા રા બાવા, હેર જઈએ તેલ હોરી લાવીએ.

દરિયાના બેટમાં વિષ્ણુ ભગવાનનું વાહન ગરુડ ચરે છે. તે વખતે વાંસળી પણ વાગી રહી છે. એવા શુકનવંતા સમયે બેની (કન્યા) ઉખળ પાસે ઊભી રહી પીઠી ચોળાવે છે ત્યારે કેવી શોભે છે? જાણે મંદિરની મૂર્તિ?

દયરાયે ડીપે બ્હણી દ૫ ગરુડો ચરે

વાંસળી જ વાગે બ્હણી ઉખાળે ઊભા

બ્હણી પીઠી જ પેરે બ્હણી મંદિરમાં હોભે

પીઠીને ગરમોટી (પીળા રંગની માટી) સાથે સરખાવીને તે વડે કન્યાને ચીતરીને (પીઠી ચોળીને) નવા જમાઈને વરને બતાવવા જણાવ્યું છે. પણ એતો કહેવા ખાતર જ છે, કારણ કે પીઠી ભરેલા વર કન્યાને પોતે પોતાના ઘરે જ રહેવું પડે છે, એટલે પરસ્પર જોવાનો વારો જ આવતો નથી.

ગાંવ ગાંવાથી ગરમટોડી રા

મ્હાણી સુમાબણીયા ચાતરવા લાગ રા

પેલૈ નવા જવાયા અહેરવાડા રા

જેમાં કુંવારી કન્યા પરણે ત્યારે પીઠી ચોળે તેમ તેને પીઠી ચોળવા બેસાડવા માટે પાટલો પણ કોરો જ જોઈએ.

લગ્નના દિવસે પીઠી ચડાવેલા વરરાજાને સ્નાન કરાવીને પોશાક પહેરવવામાં આવે છે. પણ સ્નાન કર્યા છતાં એના કપડાંને અજીની નિશાની જ રહી જ ગઈ છે. તેનું વર્ણન કરતું ગીત મીઠા લહેકામાં ગાવામાં આવે છે.

મેં તે અહજી ધોવી પાડની રા ઝીણા ઝીણા

મ્હાણી પાઘડીએ લાગી રહની અહજી રા

મ્હાણે જામે લાગી રહની અહજી રા

મ્હાણે બાહિંયે લાગી રહની અહજી રા

મ્હાણે વાણાયે લાગી રહની અહજી રા

પીઠી ચોળાયા પછી વરને ઉઠાડતી વખતના વર્ણનમાં વરને લાલ ચાંદલો કરી હાથમાં કોપરાની વાટી આપીને ઘુમટ કરી બેસાડયો. હવે લેવડ-દેવડ અંગે માતા- પિતાને જે કરવું હોય તે કરે એવો ભાવ દર્શાવ્યો છે.

સોરો લાલ ટીંડરીઓ વાટકડો

સોરા ઘુમટ ઘાલીને બહાયડો
અહવે તુણા બાવાયો  વિચાર
વિચાર કધો ને વેહ  માંયડો.

**લગ્ન મંડપના ગીતો :**

ધોડિયા જાતિના લોકો લગ્ન નિમિત્તે મંડપમાં તેર થાંભલીઓ બોળિયાનો ઉપયોગ કરે છે. બાર થાંભલી રોપ્યા પછી તેરમું થાંભલું દાટયા વિના ખાસો મંડપ બનતો નથી. ?

બાર બેળનો માંડાવ રોપાવ, ભાયા રા ભરિયેલા
એક બેળિયા દુહરા લાખાવ, ભાયા રા ભરિયેલા
તેવાર માંડાવ ખાસો થાય, ભાયા રા ભરિયેલા

ધોડિયા જાતિમાં હાલમાં મંડપને દિવસે વિધિઓ થાય છે. તેમાં બે છોકરાઓ બળદ તરીકે નક્કી કરી, તે અંગ્રેજી(વાય) આકારની ડાળી પર થોડી લાકડીઓ રાખી તેને બાંધીને બહારથી આવતી ગાલ્લી ગણીને પેલા છોકરાઓ  બળદો મંડપમાં દોડી આવે છે. એ વિધિની પૂર્વ ભૂમિકા સમજાવતું નીચેનું ગીત પારડી-ઉમરગામ વિસ્તારમાંથી મળ્યું છે. એ ગીતના સાર મુજબ ધોડિયા આદિવાસી જાતિ પહેલાંના સમયથી જંગલની પાડોશમાં રહેતી હતી ને લગ્ન જેવા અવસરે લગ્નના મંડપ બનાવવાના આગલે દિવસે થાંભલા(બોળિયા) કાપવા ગાલ્લી લઈને જતાં. મંડપના દિવસે સવારના તેઓ આવી પહોંચતા. ડુંગરો

વટાવી, જંગલો પાર કરી બળદો પણ થાકેલા હોય એટલે તરસ્યા બળદોને નારિયેરનું પાણી પીવડાવવા તથા નાગરવેલના પાનનો ચારો ખવડાવાની વાત ગીતમાં રજૂ થઈ છે.

બેની ડોગોરમાંથા આંચકા ગાડા આવે રા લખું લીલ
બેની બળદિયા તરહેલા ઉવે રા આવે રા લખું લીલી
બેની નારી ભાંગી બળદા પાણી પાજા રા લખું લીલી
બેની બળદિયા ભુખખા બો થાયે રા લખું લીલી
વાડી, નાદરવેલાયા ચારા લાખા રા લખું લીલી

કન્યાને ઘરે મંડપ સારો બન્યો તેથી ઉજળિયાત ગણાતા દેસાઈઓ પધાર્યો હતા. ધોડિયાઓના પાડોશી દેસાઈઓ હતા. વરના ઘરના મંડપમાં સામાન્ય પંચરંગી લોકો આવ્યા.

છોરા ઘેર માંડવ કધો, અરધા ટેકરાને રધી ટોકરી
છોરી ઘેર માંડાવ કધો, અરધા દેહાઈને દેહણ રા

બીજા એક ગીતમાં છોકરો વરનો મંડપ કેવો છે. તે મંડપમાં કોણ કોણ આવ્યું છે તેનું વર્ણન છે. ભાઈના મંડપમાં સામાન્ય દોરડાને બદલે દહીં વલોવવાના નેતરાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સરસ મજાના છવાયલા મંડપમાં મોગરાના સફેદ સુંગંધિત ફુલોનો પણ ઉપયોગ થયો છે. તેથી ભાઈનો મંડપ ઘણો શોભાયમાન થયો છે. ભાઈના એ મંડપમાં પિતા, માતા, ભાઈ, બહેન વગેરે આવ્યા છે. તેવા ભાવો ઝીલાયા છે.

ભાયાયો માંડાવડો, નેતરે છાયો
ભાયાયો છાયેલો માંડાવ, મોગરે છાયો
ભાયાયો માંડાવ હોભે

મંડપને તોરણ બંધાવ્યા વિના તે ઝાંખો જ લાગે  તે માટે મોળા દયરયા પાન વધાવવા કહ્યું છે. તે ઉપરાંત ચોખ્ખા પાન, સિંદુર, ચોખા વગેરેથી તોરણને વધાવવા કહ્યું છે.

મોળા દયરાયા પાન વધાવજો રા
ચોખલિયે કાંય પાતળિયે વધાવજા રા
હેંદુરિયે કાંય ચોખલિયે વધાવજા રા

ગામમાંનો હરિજન મંડપ માટે, રિવાજ મુજબ તોરણ લાવતો હોય છે, તે પણ વખતસર આવ્યો ને વળી તુરિયો અને થાળીઓ (થાળી વગાડનારો)પણ વહેલો આવ્યો. તેથી મંડપ ઝગમગા અને ઝળઝળિયા થઈ ગયો.

ઝગમગ ઝળઝળિયા રા બણી આજ ભાઈનો માંડવડો
ઢેરા તોરણ લાવ્ના રા બણી ભાઈનો માંડવડો
તુરિયા વેલો આવે તાયરા ભાઈનો માંડવડો
થાળીવાળો વેલો આવે રા ભાઈનો માંડવડો

**પારાઈનો દર :**

મંડપની થાંભલીઓ દાટવા માટે પારાઈનો દર (પારાયો દર) ખોદવો પડતો હોય છે.તેના વિના થાંભલીઓ રોપી શકતી નથી. તેમાં વરનું નામ જોડી જાણે તે દર ખોદે છે ને નવી વહુ (કન્યા) ખોદેલા દરમાં થાંભલો રોપવા તેમાં વાટકીથી માટી નાંખવાનું કાર્ય કરે છે. તે કાર્ય કરતાં કરતાં શકિતની દેવી અંબા માતાને પણ યાદ કરે છે.

કેણો ભાય પારાયો દર ખોદે રા અંબા
ભાય પારાયો દર ખોદે રા અંબા
નવી વઉ મ્હાણી કઠિયારે દર પૂરે રા અંબા

**તોરણ વધાવાનાં ગીતો :**

મંડપને તોરણથી સુશોભિત કરવાની ઘડી આવી પહોંચી છે. આસોપાલવ, આંબા વગેરેના પાનથી મુખ્યત્વે તોરણ બાંધવામાં આવે છે. તોરણ વધાવવા માટે મંડપમાંથી બહેનો ગીત લલકારે છે. તોરણ માટેના પાન મોળા દરિયામાંથી લાવશે, તે પાનને ચોખા સિંદૂર વગેરે સામગ્રીથી અને તૂર-થાળીની ભાણકીના અવાજ સાથે વધાવશે ને પછી મંડપ ફરતે બાંધશે. મંડપના તોરણો અગાઉ વખતમાં ઢેરો જ આણી આપતો. તેનો ઉલ્લેખ પણ નોંધનીય છે.

મોળા દરિયેરે પાન વધાવજો, ચોખલિયે કાંઈ પાતલિયે

સેંદુરિયે કાંઈ ચોખલિયે વધાવજો, તુરિયે કાંઈ ભાણકી
જગજગા ઝબઝબિયાં, ગોરી આજ બણીયો માંડાવડો.
ઢેરા તોરણ લાવે રા બેની આજ ભાયાયો માંડાવડો.

**લગ્ન પ્રસંગના નાવણ અંગેના ગીતો :**

લગ્ન પ્રસંગે થતાં નાવણ અંગેના વિવિધ ગીતોમાં ભાવના વ્યકત થતી જોવા મળી છે. ધોડિયા જાતિ મુખ્યત્વે તાપીથી વાપીના પ્રદેશમાં જ વસેલી જાતિ હોવાથી એમના કેટલાક ગીતોમાં તાપી નદીનો ઉલ્લેખ જોવામાં આવે છે.

નાવણ કરતી વખતે કોઈની લાજ શરમ રાખ્યા વિના સારી રીતે નાહી ધોઈ સ્વચ્છ થશો, એમ દર્શાવ્યું છે.

તાપીયા ઉના હેળા પાણી રા સુમાબેન
એકમેર બહીને અંઘોળજા
હહરાજી અહેરે તો લાજ રખે રાખી રા.

ખેતીવાડીમાં કાર્યો પછી સામાન્ય રીતે પાસે જ વહેતા નદી કે કોતરના પાણીમાં સ્નાન કરી આવતો ભાઈ વર લગ્ન પ્રસંગે ઘરે જ સ્નાન કરે છે ત્યારે નદીમાં સ્નાન કરી આવવાની ભૂતપૂર્વ વાત ગીતવાળી ગોરી ચામડીવાળી બહેનો તેને ગાઈ સંભળાવે છે.

મ્હાણો ભાય તે ડુંગોરમાં જાય આવે
મ્હાણો ભાય તે ડુંગોરમાં કાળઓ ઉઈ આવે
જે ઓ ભાય, નદીયે અંઘોળી આવે
આમું હરખા ગોરા ઉઈ આવે.

કન્યાને તેની ભોજાઈ તાપીના છીછરા પાણીમાં સ્નાન કરવામાં મદદ કરે છે.

આસાં આંસા તાપીયા નીર રે લાડકડીને અંઘરાણી
અંઘરાણી કોણા હો અહાથરા, ભોજાઈયા અહાથ રા.

વરપક્ષની બહેનો સ્નાન કરતી વખતે વર તે ભમરો એટલે કે ભાઈને પવિત્ર નદીમાં અથવા કુવાના પાણીમાં સ્નાન કરતા દર્શાવે છે ને કન્યા ને ભમરી એટલે કે બહેનને સામાન્ય કોતરડીમાં અથવા નાની કુવાળીમાં સ્નાન કરતી જણાવી છે. ભાઈનું બહુમાન કરે છે.

મ્હાણો ભાયો અંઘોળે તાપીયા- કુવાયા પાણી રા ભમરા
નવી વઉ અંઘોળે કોતડિયા-કુવાળીયા પાણી રા ભમરા

**લગ્ન પ્રસંગ માટેના ચોખા સાફ કરતી વખતે ગવાતું ગીત :**

ધોડિયા જાતિનો મુખ્ય ખોરાક ચોખા છે. એટલે ચોખા અને દાળ વીણવાની ક્રિયાને રસિક બનાવવા માટેના ગીતો પૈકીના આ ગીતમાં ઘણા ગીતોમાં સ્થાન પામેલા ભમરાને સંબોધીને વાતનો વિસ્તાર કરવામાં

આવ્યો છે. તેમાં તે કયાં ભમે ફરે છે. અને તે કયા કયા નોતરું આપવા (ચોખા વેરવા) ગયેલો તેનું સરળ વર્ણન કરેલું છે.

ઈ ભમરો કેધે ભમે રા ભમરા
ઈ ભમરો હુરતે હેરમાં ભમે રા ભમરા
ઈ ભમરો વલહાડ હેરમાં ભમે રા ભમરા
ઈ ભમરો કા કા વેરુ લાગે ગોયલો રા ભમરા.
ઈ ભમરો ચોખા વેરુ લાગે ગોયેલો રા ભમરા.

આમંત્રણ આપવા માટે ચોખા વેરવા ગયેલો એવો શબ્દ પ્રયોજાય છે. બાલુડો વર, ગુલાબી ગજરો લઈ લગ્નન માટે ફેંટો, દંગડા(પહેરણ) ચંપલ વગેરે ખરીદવા અનુંક્રમે વાણીડા (કાપડીયો) દરજીડા, તેવો ભાવ આ ગીતમાં જોવા મળે છે.

લેરી ગજરો, ગુલાબી ગજરા માટે ફેંટો, દંગડા (પહેરણ) ચંપલ વગેરે ખરીદવા અનુક્રમે વાણીડા (કાપડીયો) દરજીડા, મોચીડા વગેરેને ત્યાં ફરીને લગ્નના દિવસો નજીક આવી રહ્યા છે.તેવો ભાવ આ ગીતમાં જોવા મળે છે.

લેરી ગજરો, ગુલાબી, ગજરો વાણીડાયી હેરીએ હેરીએ ફિરેતાય ફેંટા ઓરતા દિહ જાય રા...

**પાણી ભરતી વખતે :**

લગ્ન પ્રસંગે પાણી ભરવું એ પણ મહત્ત્વનું અને જરૂરી કાર્ય છે. પાણી ભરવા જતાં કોરું બેડું ( નવું માટલું) કેવી રીતે લાવ્યા. તેનું અર્થાત વર્ણન કરવામાં પણ મઝા લૂંટવાની હોય છે. કોરા કુંભારવાડે જઈને સુશોભિત કોરું બેડું લઈ આવ્યા. બેડું લઈ જવા માટે વાણીવાડે જઈને ઓઢણ પણ લાવ્યા. સરોવરમાંથી પાણી ભર્યા પછી કાનુડા બેટાને બેડું ચડાવવા કહ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો કે બેડાને ચઢાવવા જાઉં તો મારા ઘુંટણ વાળવા પડે તે મંજુર નથી. પનિહારી કહે છે કે ઘુંટણ વાળવા પડે તો ભલે, પણ મને આટલી મદદ તો કરવી જ પડે. કૃષ્ણ-ગોપીની મીઠી યાદ દેવડાવતું આ ગીત બહુ વર્ષોથી આ જાતિમાં ગવાતું આવે છે.

કોરા કુંભારવાડે ગોયેલે, મયલા હોરા બેડા તલમલીયા
વાણીયાવાડે જાય કોરી ઓઢણી લાવે.
સરોવરાઈ પાળે બેઠો કાનુડાયો બેટો.
કાનુડા બેટા મ્હાણા બેડલા ચડાવ
તુણા બેડલા ચઢાવે તો મ્હાણા માંડયા વળે
તુણા માંડયા વળે, મ્હાણા હંગાથ ઘરે

**લગ્નમાં ખેતીને લગતાં ગીતો :**

ખેતી સાથે રોજનો જ સંબંધ હોવાથી ખેતીને લગતા કાર્ય પણ લગ્નગીતમાં વણાયાં છે. નીચેના

ગીતમાં ખેતીની શરૂઆતની પ્રક્રિયા વર્ણવીને છેલ્લે લગ્ન કરી લાવેલી વહું સુધીની વાતને વિસ્તારવામાં આવી છે. તેમાંયે વળી છેલ્લે છેલ્લે વરરાજાનાં વિચારે છે કે વહુંને કાઢી મૂકું, પછી વિચારે છે કે વહુંને પાછી ઘરે લાવું. સંદિગ્ધ વિચાર પ્રવાહમાં ખેંચાતા વરરાજાની મનોવૃતિનું આ ગીતમાં દર્શન થાય છે.

ભમરા ખેતાર ખેયડા રા બાપા
ખેતાર ખેયડીને જુવાર વાવી દેધી
જુવાર વાવીને જુવાર નીંધી લાયખી
જુવાર નીંધીને જુવાર વાયલી રા બાપા

આમ જુવારનો પાક તૈયાર થઈ ગયો. તે જુવાર વેચીને આવેલા નાણાં વડે લગ્ન કરીને વહુ લાવ્યા. પણ અનાજ વેચીને વહુ લાવવી પડી. કારણ કે નાણાં ઘરમાં હતા જ નહીં, માટે તો જુવાર વેચવી પડી. તેથી ખેડૂત હૃદયને મનમાં વસવસો રહી ગયો કે અનાજ વેચવું પડયું તે બરાબર ન થયું. તેથી કે કોઈ અગમ્ય વિચારથી તે કહી ઉઠે છે.

પૈહા લેયને વઉ લાવ્ના રા બાપા
એક વિચાર કરે તો વોવા પાછો દવડી દેયરા રા બાપા
દુહરા વિચાર કરે તો વોવા લાવેરા બાપા

**પ્રભાત સમયે શુકનનું ગીત :**

લગ્નના દિવસે પ્રભાત સમયે ગવાતા આ ગીતમાં વર અને કન્યાના પિતાની વાત કહીને વરના પિતાની મોટાઈ અને કન્યાના પિતાની ટીકા દર્શાવવા આવી છે.

ઉંડે ઉંડે રાનામાં તે દરઉડી બોલે હે
ભાયો તુણા બાવો તે મધરાતી બોલે હે
છોરી તુણો બાવો તે દિહ ઉગતા બોલે હે

પરોઢિયું ફાટયું ગાઈને નીચેના ગીતે એક સુંદર શબ્દ ચિત્ર ખડું કરી દીધું લગ્નનાં દિવસે વહેલી સવારનાં પૂર્વાકાશમાંથી અંધકાર વિદાય લઈ રહ્યો છે ને પ્રકાશનું આગમન થઈ રહ્યું છે. તેવે સમયે ભાયા વરને પૂછતાં જવાબ મળ્યો કે લગ્નમાં બાપો અને માડી આવશે. રણઝણતા આવશે ભણભણતા બોલશે. કન્યાના લગ્ન હોય તો ભાયાને બદલે બણી બોલાય છે.

પરોઢિયા ફાયટાને લગનો આયવા
ભાયા આપડા લગાને કુણકુણ આવે રા
આપડા લગાને બાવા ને આયલી આવે રા
ચાલા બાવા, ચાલા માડી રણઝણતા
ને ભણભણતા બોલીએ રા

**રૂપિયા અંગેનું ગીતઃ**

લગ્નમાં રૂપિયા જોઈએ. રૂપિયાનાં ગીતો ગવાય છે. પ્રાચીન દંતકથા એવી છે. કે પારનેરા- પારડીમાં જિ. વલસાડ રૂપિયા ઘડાતા. પ્રસ્તુત ગીતના ઉત્તર વિભાગમાં અને પશ્ચિમ વિભાગમાં લગ્ન પ્રસંગમાં ગવાય છે. ગીતમાં જણાવ્યું છે કે રૂપિયા ઘડાઈ રહ્યા છે. રૂપિયા ઘડવાની ક્રિયા ચાલુ જ છે.

પારનેરા- પારડીમાં તે રૂપિયા ઘડાય જો રે મારવણી
અરધા ઘડાય, અરધા વેરાય રૂપિયા ઘડાય જો રે મારવણી
અરધા લખાય, અરધા લેવાય રૂપિયા ઘડાય જો રે મારવણી

રૂપિયા અંગેનું બીજું ગીત રાત્રે જ ગવાતું માલૂમ પડયું છે. જો કે એમાં સાદી પણ જરૂરી વાત કહેવામાં આવી છે. રૂપિયાને પૂછવામાં આવ્યું છે કે તમે કયે ઘરે જાઓ? પ્રશ્ન પૂછનાર જ જવાબ આપી દે છે કે તે દરજીને ઘેર જાય. કફની સીવડાવવા. તે ઉપરાંત બીજા નામો ઉમેરીને આ ગીત ગવાયાં કરે છે.

**ગોરસનું ગીત :**

ખેતી સાથે પશુધન પાળનાર ઘોડિયાજાતિને ઘેર ગોરસની રેલમછેલ હોય છે. ગોરસને ગોળીમાં નાખી વલોવતા ગોળી અકસ્માત ભાંગી જતા તેનો રેલો વહી ગયો. ત્યારે વરના કપડાનો છેડો નથી ભીંજાતો પણ નવી વહુની સાડીનો છેડો ભીંજાઈ જાય છે.

ગોલીમાં ગોરસ રેડ શામળીયા
લીલા તે વાંસના નેતરે ભાંજરા શામળીયા

ગોળઈ રા ભાંગી ગોરાસ વહી ગુંઓ સામળીયા
મ્હાણા નનુભાયાયો બારે રા શામળીયા
ના ભીંજે મ્હાણા નનુભાયાયો છેડલો સામળીયા
ભીંજે રા ભીંજે નવી વોવાય છેડલો શામળીયા.

**ધાણનું ગીત :**

લગ્નના દિવસોમાં ધાણ કાઢવું એટલે કે ડાંગરને સાંબેલાની મદદથી છડીને ચોખા કાઢવાની વિધિ, ભીલ, ચૌધરી, ધોડિયા વગેરે આદિમ જાતિઓમાં એક સરખી રીતે ચાલતી જોવામાં આવે છે. ડાંગર છડવાની વિધિને ઘાણ ભર્યો એમ પણ કહેવામાં આવે છે. આ ક્રિયા વખતે ડાંગર, સાબેલું વગેરે સાથે બાણ અને ધનુષ્ય, કપડાંનો ટૂકડો લોબાન, સિંદુર, ચોખાને ફૂલ વગેરે સામગ્રી હોય છે. એ વિધિમાં તે સમયે ચોખા- કંકુથી વિભુષિત કરેલો પૈસો, ઘરના ભારોટ પર ચોંટાડવામાં આવે છે. શુભ પ્રસંગે શુકનનો ભાવ આ વિધિમાં અપેક્ષિત રહેલો છે.

ઉંચો ડોગોર ધરાટ ધાયલો લાલ રા, પરણે મ્હાણા દીનુભાય કે લાલ રા
ખાંડણીયા બે, કાપલીઆ બે, મોટે દરિયે લોબાન વધાવજો રા...
કાપલિયા બે સિંદુરીયા બે, ચોખલિયા બે ફુલડીયા બે
મોટે દરિયે લોબીન વધાવજા રા...

બીજા એક ગીતમાં ઘાણ કાઢવા માટે ગીત ગવરાવશું, તુર વાંજિત્ર થાળી વગડાવીને પણ ઘાણ કાઢશુંને કાઢશું જ તેવા ભાવો વ્યક્ત થાય છે.

ઘાણા રા ઘાણા તુંઆ અમી જ ગીતર ગવરાવી કાઢું રા
તૂર વાજવાડી કાઢું રા,થાળી વાજવાડી કાઢું રા

**લગ્નમાં વાજિંત્રો :**

ઘોડિયા જાતિમાં તૂર અને થાળી, એ બે પ્રાચીન સમયથી વપરાતા આવેલા જ વાજિંત્રો છે. જો કે હાલમાં બેન્ડ પણ વપરાવાં લાગ્યા છે. એકંદરે લગ્નના દિવસોમાં મંડપ વાજિંત્રોથી ગાજી ઉઠે છે. તે પ્રસંગને વણી લઈ, ઉલ્લાસથી ગાતાં ગીતોમાં નીચેનું ગીત બહુ જ પ્રચલિત છે.

મ્હાણે માંડાવ (૨) કોહાયા ઝમકાર વાજાં વાગે
ઈ તો મ્હાણી મનુભાયાથી પોહી પન્નૈ, તેણાયો ઝમકાર

ઘાણ કાઢતી વખતે બે જ વાજિંત્રો વગાડવામાં આવે છે. ઉપરના ઘાણના ગીતમાં તૂર અને થાળીના અવાજની ચર્ચા કરી જ છે.

**જાન જતી હોય ને રસ્તામાં નદી કે ખાડી આવે ત્યારે :**

જાન નીકળે ત્યારે વેવાઈને ઘરે સમયસર પહોંચાય તે માટે વહેલી સવારે કે વહેલી રાતે ગાલ્લીઓ

જોડવી પડતી હોય છે. હવે ટેકસી, ટેકટર, ટ્રક પણ વપરાય છે. જાન જઈ રહી છે. રસ્તામાં નદી કે ખાડી આવે ત્યારે જળને દેવ ગણી તેની સ્તુતિ કરવાનો સંસ્કાર ઘોડિયા જાતિમાં પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. જળદેવ જાગતો હોય તો પરદેશથી આવેલી જાન પાર ઉતારી દે છે કે જેથી લગ્નવિધિનું કાર્ય સવેળા પતી શકે એવી વિનંતી કરવામાં આવી છે.

ખાડીયાયો જળદેવ હુવે કા જાગે રા
ખાડીયાયો તરીયો હુવે કા જાગે રા
જાગ્નેલો અુઈ તો પરદેશી જાનો ઉતારી મેલ

બીજા એક સુંદર ગીતમાં જાનૈયામાં ગીત ગાતી બહેનો નદી કે ખાડી આવતા જ ગીત શરૂ કરી, રાષ્ટ્રીય પક્ષી મોરને ઘોડિયા જાતિએ પ્રાચીન સમયથી પોતાનું કહ્યું છે. પૂછે છે હે મરુજી, અમારી જાન કોણ લોંકે ઘેરી છે? તમે હવે ઝટ પરવાનગી આપો કે જેથી પાર ઉતરી જઈ શકીએ દેવ કે દેવીની પરવાનગી માંગતા માંગતા વંદન કરતાં કરતાં જાનને આગળ ધપાવવી...એ અકળ દૈવીશકિતને પૂજવામાં ધાર્મિક લક્ષણ છે. મરૂજી મરૂજી મારી જાન કો લોંકે ઘેરી જો....

**જાન આવે ત્યારે :**

જાન આવે ત્યારે આસપાસના જનસમાજને તરત માહિતી મળે તે હેતુથી લગ્નગીતો ગાનારી બહેનો પ્રસંગાનુસાર વિવિધ ગીતો ગાતી રહે છે. વરની જાન જઈ રહી છે. તેવામાં ગામ આવતા તેઓ તરત ગાઈ

ઉઠે છે.

કેણે ગાંવાથી આવ્ના ને કેધે જાવ્ના
આજ વરઘોડામાં ચાલ્ના
બોંડેવાંકી ગાંવાથી આવ્ના, તે બારતાડ જાવ્ના

**લગ્ન પ્રસંગના અન્ય ગીતો :**

સૂરજ ઊગ્યો તોયે ઊંઘી રહ્યો એવો પ્રશ્ન કરીને રજુઆત કરવામાં આવી છે. ભાઈ (વર) ને ઘરે ગાય દોહી રહ્યા જયારે કન્યાને ઘેર બિલાડી દોહવાની પણ રહી ગઈ.

ભાયાયા ઘર ડોબી દોહી ને
ન્હાવરીયે ઘર બિલાડી દોવુની રહઈ ગોઈ

ખેડુતના દીકરાને ખેતીનાં કાર્યો તો આવડવા જોઈએ, ખેતીકામમાં વરની આવડતની ટીકા કરીને કન્યા, વરને કપાસ વીણતાં શીખવે છે.

કપ્પાહ ફુટનો ખેતારે નવા જવાયા
કપાહ વીણતા નાય આવડે હીખવે મહાણી બ્હણી

લગ્નમાં બની ઠનીને બેસવું પડે. તે દિવસે સજ્જ થવાની સંપૂર્ણ મોકળાશ હોય છે. તેને એક પ્રકારનું રાજ ગણાવ્યું છે. કન્યા તે દિવસે આરસસીમાં એક કરતાં વધુ વાર જોતી જાય, ચાંલ્લો કરે કાજળ આંજે ફૂલ

ખોસે છે. વર સારી રીતે આંખ આંજે છે. ચીપી ચીપીને વાળ ઓળે છે.

આરહીમાં અહેરતે જાય ચાંલ્લો પેરેવતી જાય, બેની તુણા રાજ
આરહીમાં અહેરતો જાય કાળજા પેરેવતો જાય જવાય તુણા રાજ
આરહીમાં અહેરતી જાય, ફુલ ખોહેવતી જાય બેની તુણા રાજ
આરહીમાં અહેરતો જાય, હાજા પટ્ટયા પાડતો જાય જવાય તુણા રાજ.

વરના પિતા જેવા તેવા નથી. તેમનું ચડિયાતું ગણવા માટે અને કન્યાનું ઉતરતું દર્શાવવા ઢેઢ-ભંગી જેવા શબ્દો વાપર્યા છે. વરપક્ષની ગીત ગાનારી બહેનો ગાય છે.

મ્હાણા મગાન ભાયાયા બાહતો તે વડોદારાયા રાજા
જીયાવર વડોદરાયા રાજા
ન્હવરીયો બાહ નવી અવેલ્યેવાળો પુણ જાના ઝરૂખાવાળો
તો તે ઢેઢ-ભંગ્જા જોહો

વરને ફુલની સુંગધ મળે તે માટે ચોકમાં આવેલા બાગમાં પાસે બેસવા સલાહ આપી છે. કારણ કે હમણા બહાર જવું વાજબી નથી. જો નદીએ જવાનું મન થઈ જાય તો તે વૃત્તિને સંતોષવા ચોકમાં કૂવો, વાવ કે કુવાળી ખોદાવી આપી છે. મોટેભાગે નદીએ કે કોતરડાએ જવા ટેવાયેલા લગ્નના શુભઅવસરના દિવસોમાં કુવાળિયે બેસીને નાવણ થાય છે.

ખેતીવાડી બરાબર છે. તેની કાળજી ન રાખો તો તે સુકાઈ જાય, વરે, રાજકુંવરે એની કાળજી

રાખવાની વૃતિ દાખવવાના સંસ્કાર કેળવવા જોઈએ. તેવે સમયે બરાબર ઓઢીને સુઈ રહે તે ન ચાલે તેવું દર્શાવતા પણ ગીતો છે.

ઊઠા કુંવાર લીલીવાડી હુખાય ચાઈની રા
કુંવાર તે છેડાવાળી નિંધાય રા

દાંતણ, કઢી પીરસેલું ભાણું વગેરે તૈયાર રાખવું. તેના ઉપયોગ કોણ કરશે? તો કહ્યું છે કે મારી અમુક બહેનઃ કન્યાઃ તે ભોગવશે એમ ગાઈ-ગવડાવી વર-કન્યાને લગ્ન માણવા યોગ્ય વાતાવરણ તૈયાર કરી આપવામાં આવે છે.

લગ્નમંડપમાં બીજા સગાં ભલે આવે પણ મામા-મામી આવ્યા વિના મંડપ ન શોભે એટલે ખાસ કાગળ લખીને તેમને બોલાવ્યા.

કાગાળ લખીને મેં તે મામાયે હાયદા
મામા અરખે અરખે જાય શોભે માંડાવડો

લગ્નનું વાતાવરણ બરાબર જામે ત્યારે વાજાં વાગી રહ્યા છે અને પરણનાર વર-કન્યા કોના કેવા સગા થાય છે. તે જણાવીને ગીતો ગવાઈ છે.

માણે માંડાવ કોહાયા ઝમકાર વાજાં વાગ
ઈ તે મ્હાણી મનુંભાયી પોહી પન્ને તેણાયો ઝમકારે
ઈ તે મ્હાણી રતનાબેનાથી નણાંદ પન્ને તેણાયો ઝમકાર

કન્યાએ લગ્ન કરી નાખવા માટે પોતાના માતાપિતાને કયારે કહ્યું હતું તે દર્શાવી તેઓ માતાપિતાઃ દીકરીને પ્રોત્સાહિત કરે તેવા ભાવ પ્રસ્તુત ગીતમાં છે.

વાદળી તે અવળી ને હવની ઉપાર પીળી વાદળી રા
સુમા બણી બાહાયે મીનવે રા
બાહ માણા લગાન લેવડાવ રા
લગાન આયવા ટુકડા
મ્હાણી ઘેલી દીખરી, ઘેલી કા બોલે રા
લગાન તે લેવડાવીહરા

લગ્નપ્રસંગે ઘરેણાં પહેરવાનું પણ ખૂબ જ મહત્ત્વ છે. કન્યાએ તે માટે ઝાંઝર, સાંકળા, હાંડી ઘરેણું વગેરે મંગાવ્યા છતાં હજી લાવ્યા જ નથી, તે અંગેની અધીરાઈનો ભાવ વ્યક્ત કરતું ગીત છે.

બ્હણીએ ઘણાં માંગ્રેલા તેઘે તો કાંય નાંય આહે રા

લગ્ન પછી સાસરવાસ જવાનો પ્રસંગ આવે છે. લગ્ન વખતે તેનાં ગીતો ગાઈને સાસરે જતી વખતના પ્રસંગને સહેજે હળવો બનાવવામાં મદદરૂપ થવાય છે. જયાં પોતે ઉછર્યા છે. તે માતા, પિતા, ભાઈ, બહેન વગેરેથી ભર્યું ઘર તેને (કન્યા) છોડવું જ પડશે. તેનું ભારે દુખઃ છે. નયન અશ્રુભીના થાય છે. બીજી બાજુ સાસરે જઈ ઘર માંડવાની આંતરિક હોંશ પણ છે.

આહુડા સલકાયા, સુમાબાઈ હાહરે મનમોંયા

બાહા રડાય્વો, આયા રડતો કધો
સુમાબાય હાહરે મનમોંયા

લગ્નમાં સાજન મહાજન સૌ બેઠા છે. વરપક્ષની બહેનો કન્યા પક્ષની બહેનો કન્યા પક્ષવાળાને સંભળાવી રહ્યા છે કે આંબાની ડાળે બેઠેલું મધ સોરી (કન્યા) નો પિતા ઉડાડે છે. પણ મધે ભરાયેલો ખાંધે ભાયાયો બાહ(વરના પિતા) નિચોવી લે છે. તેથી છોકરીનો પિતા બિચારો હોઠ ચાટે છે?.

મધ બેઠા રા પેલા આંબાયી ડાળે કે ઓહ મધડાં
મધ ઉરાડે રા પેલી સોરીઓ બાહ કે ઓહા મધડાં
ખાંધો પીળે  રા મ્હાણા ભાયાયો બાહ કે ઓહા મધડાં
ઓઠ ચાટે રા પેલી સોરિયો બાહ કે ઓહા કે મધડાં
મધ પીએ રા મ્હાણા ભાયાયો બાહ કે ઓહ કે મધડાં

જાન આવે ત્યારે ભાઈ(વર) ચાલે છે. ત્યારે પગમાં ઘૂઘરા બાંધેલા હોવાથી રણકે છે. વર બાળુડો હોવાથી તે પિતા સાથે જવાનું કહ્યું છે કારણ કે તેને ઉંઘ આવી રહી છે

ભયો તે બાહા હારી ચાલે, નિંધરણ આવે.

**કાળી ગાંઠી બાંધતી વખતે :**

ઘોડિયા જાતિમાં પરણનાર કન્યાએ સૌભાગ્ય ચિહ્નન તરીકે કાળા મણકાની માળા(ગાંઠી) પહેરાવવાનો

રિવાજ પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. એ અંગેના પ્રાચીન ગીતો પણ છે, એ ગાંઠી જીવનની ગાંઠી ગણીને તેને જીવનના અંત સુધી નિભાવી લેવાની પ્રણાલિગત સંસ્કારીતા પણ સચવાયેલી જોવા મળે છે.

કાળઓ ગરાસલો પાલીએ ગળે વીળાગનો
અહવે નાં છુટે ઈ નાંય તૂટે
તોયડો નાંય તૂટે, છોયડો નાંય છૂટે
અહવે તે મનુભાયો પાલીયો ગુલામ

**મોસાળાનાં ગીત :**

વર કે કન્યાના મામા લગ્ન ટાણે મોંસાળું સારી રીતે શોભે તે માટે બળદને ઘુઘરા બાંધે છે. સાથે વાજીંત્રો તથા કુટુંબીજનો શણગારેલી ગાલ્લી બળદો સાથે આવે છેઃ

હેરીએ વાગે ઘુઘરા, કુણ લાવે મોહાળું
મામા તે ઢોલી હો લાવે રા
બણી તે હાર ગજરા લાવે રા

**ભોજન કરતી વખતે બાજ(પતરાળા)ને લગતું ગીત :**

આદિવાસી સમાજ લગ્નોત્સવમાં વૃક્ષના પાનની બાજ બનાવી તેમાં ખવડાવે છે. વડ અને પીપળાના

પાનની સરખામણીમાં વરના પિતાની મોટાઈ અને કન્યાના પિતાનું નબળું કે ઘસાતું બોલાવવામાં આવ્યું છે:

વડલાયા પાતરે તો જળાજળી બોલે
પીપળાયા પાતરે તે દલાલી રા
ધીરૂભાયાયો બાવો તે જળઆજળી બોલે
સોરીયો બાવો તે દલાલી રા

**લગ્ન ગીતોમાં વૃક્ષ, પંખી :**

લગ્ન પ્રસંગના ગીતોમાં રોજબરોજના સંપર્કમાં આવનારા વૃક્ષો, પશુઓ અને પક્ષીઓના નામો વણાયેલ જોવામાં આવ્યાં છે. એ અંગેના અનેક ગીતો પૈકીના નમૂના નીચે પ્રમાણે દર્શાવ્યા છે.

કોયાલ બોલ્ની રા આંબાઈ ડોળે
ભાયો(વર) તે બોલ્નો આયડીએ ખોળે
ન્હવરી તે બોલ્ની ભંગ્જાયે ખોળે
પાંચ પ્હનાયો વડ રોયપો
ભાયો મ્હાણો અસવાર
દયરામાં લીલો આંબો અલુબઠા ઝીણા મરૂજી

ઢેંચુ ઢેંચુ કરે રા મુઓ કાળઓ ઢેંચુડીઓ
અધમધ રાતીહના ખાંડણા ખંડાવે મુઓ કાળો ઢેંચુડીઓ
કુવામાં બોલ્નો કાચબો ને વનમાં બોલ્ની મરુલી
પાણીલા હિંપાવી બાહ મોંગરા રોપાવવા
માણે આંગણે મીઠી લીમડાયી સાયા રા
માણે આંગણે આંબો ને આંબલી
તાં વહે તાય મોરને મોરની

**લગ્ન ગીતોમાં ભમરો :**

પોતાને જરૂરી લાગતા સ્થળએ ભ્રમર કરી આવનાર ભમરાનો નિર્દેશ કરતાં અનેક ગીતો જોવા મળ્યા છે. લગ્ન માટેનું નિમંત્રણ આપવા. ઘોડિયા બોલીમાં નોતરાણ કે નોતરું દેવા માટે જનારને ભમરો કહીને તેને કયાં જવાનું છે? ને શું કરવાનું તે સોંપવામાં આવ્યું છે. જેને આંગણે બીજોરાનું ઝાડ છે ને જેનું ઘર (પીંજર) માટીની જ દીવાલવાળું છે. તે ઘેર નોતરું આપીને આવજે.

આંગણે બીજોરા, બારણે પીંજર જાજે રા ભમરા
ગાંવાયા નાંવરા ભમરા
ભાવડયાયા નાંવરા ભમરા

તેણોયે બારે જાજે રા ભમરા

બીજા એક ગીતમાં ભમરા કયાં કયાં નોતરું આપી આવ્યો?. તેના જવાબમાં વર્ણવ્યું છે કે તે અમુક ગામ કે શહેરમાં ચોખા વેરી આવ્યોઃ

ઈ ભમરો કેધે ભમે રા ભમરા
ઈ ભમરો હુરતે હેરમાં ભમે રા
ઈ ભમરો કાં કાં વેરુ લાગ ગોયલો રા
ઈ ભમરો ચોખા વેરું લાગ ગોયલો રા

વર અંગે સારું અને કન્યા વિશે ઓછું સારું, દર્શાવતા ગીતમાં પણ ભમરાનો ઉલ્લેખ જોવા મળે છે.

મ્હાણો ભાયા તે તાપી યા પામી રા ભમરા
નવી વઉ તે કોતાડીયા પાણી રા ભમરા

**પરણીને ઘરમાં ગયા પછી :**

લગ્ન વિધિ પૂરી થયા પછી ગૃહપ્રવેશ સમયે નીચે મુજબના ગીત ગવાય છે.

રવિએ વરઘો, અરેરે વેવાણ છાછ તાણું લાગ જોજી
ખાંડણીએ વરઘો, અરેરે વેવાણ ચોખા છડું લાગ જોજી
દૂધે વરઘો અરેરે વેવાણ દૂધ પીંવ લાગ જોજી.

**લગ્ન થયા પછી પતિ-પત્ની દેવને પગે પડવા જાય ત્યારે :**

લગ્ન વિધિની મુખ્ય વિધિ પૂર્ણ થયા પછી ગામના દેવ-દેવીને પગે લાગવાનો અનિવાર્ય, આવશ્યક સંસ્કારગત, પ્રણાલી હોવાથી વર-વધુ દેવ- દેવીને સ્થાનકે જાય છે. તે વખતે ગવાતા ગીતોમાં માનવ જાતને ઉત્પન્ન કરનાર બરમદેવ(બ્રહ્મ), ખતરાં પૂર્વજોના પ્રતીક, ભવાની માતા, ઘોડિયા જાતિની કુળદેવી(હીરવો દેવ) સીમ સાચવનારો દેવ અને કનહેરી દેવી( ભાંત-ડાંગરની દેવી) વગેરેને સંબોધીને ગાવામાં આવે છે.

**અણવરનું ગીત :**

વર કે કન્યા સાથે લગ્ન સુધીની અનેક વિધિમાં પ્રસંગની શરૂઆતથી માંડીને આણા સુધી સાથ આપનાર વર કે કન્યાને સાચવનાર તથા મદદરૂપ થનાર અણવરને ઘોડિયા બોલીમાં આઠવારિયો છકવારિઓ કે ગોવાળિયો સંબોધવામાં આવ્યો છે. જેતે ગીતમાં કન્યાને બગલી ને વરને બગલો ઉપનામ આપ્યું છે. તેઓ સોના-રૂપાના ઘરેણાંથી ભર્યાભાદર્યા છે. તેને સાથ આપવો જ રહ્યો.

બગલી કે બગલા યા ગોવાળિયા કુણ કુણ થાય રા
બગલી કે બગલા યા ગોવાળિયા ઉત્તમભાર્યો ઉઈ રા
બગલી કે બગલા યા ગોવાળિયા હોને ભરેલી લો જાય
બગલી કે બગલા યા ગોવાળિયા રૂપે ભરેલી લો જાય.

**નાતરા(પુનર્લગ્ન) નાં ગીતો :**

ધોડિયા જાતિમાં પુનઃલગ્નનો રિવાજ અગાઉના સમયથી ચાલ્યો આવે છે. સ્ત્રી વિધવા થાય કે પુરૂષ સધવા થાય ત્યારે પુનર્લગ્ન કરી શકે છે. આવી પરિસ્થિતિમાં અનુક્રમે કુંવારો પુરૂષ કે કુંવારી સ્ત્રી ભાગ્યે જ મળે છે. એંકે તેથી વધુ વાર પરણી ચુકેલાં સ્ત્રી પુરૂષો લગ્ન કરે. તેને ધોડિયા બોલીમાં નાતરાં કધાં અથવા ઉધડી લાવ્ના ટુકા લગ્ન એમ કહેવામાં આવે છે.

પુરૂષ સ્ત્રી નાતરું કરીને સાસરે જાય તો ત્યાં તેનો સસરો અહારેડો કસોટી કરી મુંઝવે એવો છે. પિયરમાં બાપો વહાલો છે. આમ પિયરવાળા વહાલા ને સાસરાવાળી 'અ્હારેડા' થકવે, મુંઝવે એવા છેઃ

હાહરે જાતા ભાયાયો હહરો અ્હારેડો કા
હાહરે જાતા બણીયો હહરો અ્હરેડો કા
પિયરમાં જાતા બણીયો બાપો વાહેલો કા....

બીજા એક ગીતમાં વરપક્ષની બહેનો 'વર' ને ભાઈ ગણીને નાતરાંની લગ્નવિધિ થઈ ગઈ હવે મારો ભાઈ (વર) વાટ જુએ છે. એમ દર્શાવી નાતરે આવનાર વહુને સાડી, ચોળી ઝાંઝર વગેરે પહેરવા ઉતાવળ કરવા જણાવ્યું છેઃ

ઉતાવળી કરા, ભાયાયી અ્હારે ચાલ
હો માણી ભાભી, બાયો અ્હેરે વાટ...

કન્યાને મારવાની ધમકી આપતાં ગીતોઃ

નાર બુધે પાધરી, સ્ત્રી મારથી રાંક, એ કહેવતની યાદ ધોડિયા-ચૌધરીનાં લગ્ન ગીતોમાં પણ મળે છે. લગ્નને દિવસે કન્યાને સંભાળાવી દેવામાં આવે છે કે કંઈ વાંક-ગુનો થશે, તો માર પડશે.

અરધી રાતીહ્ન ભાયો છડુના છડવાડી
દળુના દળવાડી
રાંધણા રાંધવાડી
નાંય માંય છડી તે મુહળાયો ગોદોલી, નાંય માંય રાંધી તે કડછાયો ગોદો લી.

ધોડિયા એક ગીતમાં કન્યા સાંકળા મંગાવે છે. પ્રયત્ન કરવા છતાં તે મળતાં નથી. તોયે પત્ની (કન્યા) હઠ કરે છે. તેથી બાવળની લીલી સોટીનો માર ખાવો પડે છે.

ધોડિયા આદિવાસી જાતિ કરતાં ભિન્ન ભાવનું ગીત, ભરૂચ જિલ્લાના આદિવાસઓમાં જોવા મળ્યું છે તેમાં કન્યા વસ્તુ મંગાવે છે, તે માટે મારવાની વાત નથી પણ વરે જે તે શહેરમાં જવું પડશે, તે મંગાવેલી વસ્તુ માટે કોઈને 'કાકો' તો કોઈને 'બાપો' કહેવું પડશે. એવો ભાવ દર્શાવવામાં આવ્યો છે.

**નૃત્યગીતો :**

ધોડિયા જાતિનું સમુહગીત ગાંતુ સુંદર નૃત્ય છે. અગાઉ તાડી બહુ પીવાતી તે વખતથી ચાલી આવતું નીચેનું ગીત ધોડિયા, હળપતિ(દુબળા) અને નાયકા જાતિમાં વર્ષોથી ગવાતું આવે છે. જે ખજૂરી વાંકી છે

તેની તાડી સારી છે.

વાંકી ખજૂરીયા તાડી મ્હાણા છેલીયા
ઠોબલે પીંવે લાગ જાવ્ના રા લોલ
ડાહયા હુંદરની વાડી, મ્હાણા છેલિયા
ઠોબલે પીંવે લાગ જાવ્ના રા લોલ

**આણાંના ગીતોઃ**

આણું આવ્યું એટલે કન્યાને તૈયાર થઈને સાસરે જવાનું હોય છે. વર-કન્યાનું આણું કરવા જાતે આવે છે, ત્યારે ગવાતાં આણાંના ગીતમાં સાસુ, સસરા, સાળાને 'પોતાના' બનાવવાનું સૂચન ગીત ગાનારી બહેનો તરફથી થાય છે. કન્યાને માટે પણ સાસરિયામાં કાળજીપૂર્વક કાર્યો કરી, તેમના મન જીતી લેવાનું સૂચવવામાં આવે છે.

આણાના દિવસે રસ્તે ગવાતાં એક બીજા ગીતમાં કન્યા કહે છે : એક પૈસાનું સવાશેર ઝીણું સૂતર વેચાય છે એટલે એ ભાવે એક રૂપિયામાં નવ ગજ (બે ફુટનો ગજ) મળે કે એવો સોંઘવારીનો દેશ છોડીને હે બાપા, મને પરદેશમાં પરણાવી.

'મા પન્નાવી રા પરદેશમાં' એમ કહે છે.

કન્યા પરણી ગઈ, એકવાર સાસરે જઈને આવીને પાછી પિયર આવી તે દરમિયાન સસરો મારકણો,

સાસુ કામ બહુ સોંપે, દિયર કપડાં ધોવાં બહુ આપે એવા સાસરાનાં રંગ ઢંગ જોઈ લીધા. તેથી માનસિક રીતે ત્રાસેલી કન્યા આણું લેવા આવેલા પ્રસંગે પોતાની માતાને કહે છેઃ મા, હું સાસરે નથી જવાની, કારણ કે ત્યાં સસરો, સાસુ અને દિયર વિવિધ રીતે ત્રાસ આપે છેઃ

આયા મેં તે નાંય જાવ્ની હાહરે.
હાહરે જાય તે હહરો બો ભૂંડો રા
રોજ રોજ ડેંગુરો લઈને ધહેં રા (સસરા વિશે)
રોજ રોજ ડેંગુરો લઈને ધહેં રા.
રોજ રોજ દળુના આખે રા (સાસુ વિશે)
રોજ રોજ દંગડા ધોવું આખે રા.(દિયર વિશે)

બીજા એક ગીતમાં અજાણ્યા ગામમાં કન્યાને પરણાવી અને સાસરવાસ સારો નહિ મળ્યો, તેથી કન્યા અકળાઈને કહી દે છેઃ

ખાડો ખોયદો હે, મોગરો રોયપો કે બાલમરાજ
બયળા તુણા રૂપિયા બયળા તુણા દેજ
આયા તુયે તો અજાયણાં ગાંવામાં લાયખી રા.

**ભાંડવણી યા ભાંડવાણ્યે ગીત (ફટાણાં)**

વક્રોકિત દ્વારા લગ્નમાં મઝા માણવાનો રિવાજ ધોડિયા જાતિમાં પણ છે. ભાંડવું. બરાબર મોં ફાડ કહેવું. પરથી 'ભાંડવણી' યા 'ભાંડવાણ્યે ગીતેં' આવ્યાં લાગે છે.

આવા ગીત પ્રકારમાં વેવાઈને ત્યાં જમીને ઉઠ્યા પછીની મઝ્કરી વેવાઈને વેંગણ ચોરવા ગયેલો તે પ્રસંગ, કરમદા પાકવાના અવસરને વેવાણ સાથેની મજાક વગેરેને વણી લેવામાં આવે છે. કન્યાને પણ આ મજાકમાંથી બાકી રાખી નથી. તેને તો તીખો કટાક્ષ કરી કહી દીધું છે કે તને ડોસો- વર જોઈતો હોય તો અમારે ગામ આવજે.

ભાંડવણીનાં બીજા એક ગીતમાં 'બાર વાડીના વેંગણ અને તેરવાડીનાં તરબૂચ વગેરે એટલાં બધાં પ્રમાણમાં ખાધાં કે વેવાઈ-વેવાણને ઊઠવું ભારે પડી ગયું એટલે એંસી જેટલા ગાલ્લાં જોડયાં તોયે તેને ભરીને લઈ જવાની મુશ્કેલી પડી.

વર અંગે સારું મોટાઈ દર્શાવનારું અને કન્યા અંગે તેની મજાક ઉડાવનારાં ગીતોઃ વર પક્ષની કન્યાઓ ગાય ત્યારે : એક ગીતમાં વરને કેળનો કુમળો ગાભો જેવો નાજુકડો અને કન્યાને તાડનાં તુંબા જેવી રૂક્ષઃ જેને અફાળવામાં આવે તો 'ભફ' દઈને બોલે પણ તૂટે નહિ તેવો દર્શાવી તેને અફાળતા 'કોક' વેદનાભર્યો અવાજ કરનારી દર્શાવી છે.

આમણોભાય તે કેળિયો ગાભો હે
તુમણી પોહી તે તાડાઓજ તુંબો હે
ઊંચકીને આફળે તે 'કોક' દઈને બોલે હે

**સાસરે જતાં પહેલાં ગવાતાં ગીતો :**

કન્યાને બહેનપણીઓ, તેના સાસુ-સસરાને વહુ પ્રત્યે માતા-પિતા જેવું વર્તન રાખવાની ભલામણ કરતાં ગીતો ગાય છે. સુરત જિલ્લાના આદિવાસીઓને નામે નોંધાયેલા એક ગીતમાં સીધું વરને જ કહી દેવામાં આવ્યું છે કે અમારી બહેનઃ કન્યા કુમળી કળી છે, તેનો કંઈ અપરાધ થઈ જાય તો મનમાં ન લાવશો, કારણ કે તમે હવે સુખ દુઃખનાં ભાગીદાર થયાઃ

ધીમેથી પગલાં ભરતી સાસરિયે બેની ચાલી
ભાઈ એને સાચવજો
કુમળી કળી એને ખીલવજો
અપરાધ ઉર ન આણી
રહેજો સુખ-દુઃખના ભાગી

આ ગીતમાં કન્યાની બહેનપણીઓ વહુ પ્રત્યે માતા-પિતા જેવું વર્તન રાખવા ભલામણ કરે છે. કોઈ સંજોગોમાં કન્યા સાસરે જતાં પહેલાં રિસાઈ ગયા હોય ત્યારે ગીત ગાનારી બહેનો ગાઈ નાખે છે કે તેને ભંગીયાનો છોકરો ગળે પડ્યો એટલે અથવા અભણ છોકરા સાથે લગ્ન થયા એટલે રિસાઈ ગયા છે.

કન્યાને સાસરે જવાના વખતે સાથે ભાથું બાંધી આપવાનો એક સારો રિવાજ ધોડિયા, નાયકા, ચૌધરી આદિવાસીઓમાં અગાઉથી ચાલ્યો આવે છે.

સાસરે જતી કન્યાને લાંબે સુધી માતા-પિતા વળાવવા જાય છે ને કન્યાને આશ્વાસન આપે છે. સુરતનાં હાળી (હળપતિ) દુબળા આદિવાસીઓમાં કન્યા કહે છે કે મારું આણું લેવા દિયર બે પાલખી લઈને આવ્યા પણ હે મા એને પાછા વાળો તે પછી મારા પરણેતર પોતે સોટીની જોડ લઈ આણે આવ્યા, તે સોટીનાં ઝણકારે હું સાસરે ગઈ ! સાસરે જવા માટે દિયર પાલખી લાવ્યા તો ગઈ નહીં જ્યારે 'પઈણાજી' પાલખી ન લાવ્યા પણ જરૂર પડે તો વહુને મારવા સોટીની જોડ લાવ્યા, તો યે તે વર સાથે ગઈ.

**જાતીયવાસના વ્યક્ત કરતાં ગીતો :**

ધોડિયા જાતિમાં જે ગીતો નથી મળતાં તે અન્ય આદિવાસી જાતિઓમાં જોવાં મળ્યાં છે. તેમાં પર પુરૂષને કંઈ કામ અંગે ઘરે બોલાવે ત્યારે તથા પોતાના પતિ નહીં એવા પર પુરૂષ સાથે ઘર બહાર ચાલી જવું ને તેની સાથે કોઈ કાર્ય માટે ક્યાંક રોકાવાનું થતાં જાતીયવાસના સંતોષીને ગર્ભ ધારણ કરવાની સ્થિતિમાં મુકાઈ જવાના ગીતો સુરત જિલ્લાના હળપતિઃ દુબળા જાતિનાં હાળઈનૃત્ય ગીતોમાં અને ભીલોમાં જોવા મળ્યાં છેઃ

સ્ત્રી કહે છેઃ સરકારી બાવળી કપાયેલી ત્યાં જતાં ઝેરી કાંટો વાગ્યો. તે કાઢવા માટે 'લહેરી ડાકટર' ને બોલાવ્યો.

લહેરી ડાકટર આવ્યો ને કાંટો કાઢયો પણ બળ્યો એ કાંટો ને બળ્યું મારું જીવવાનું. ડાકટરે કાંટો તો કાઢયો પણ તેને : સ્ત્રીને ભર્યા સંસારમાં ઓધાન રહી જાય તે સ્થિતિમાં મૂકી દીધીઃ

સરકારી બાવરી વઢાયલી રે મા પેલી
કાંટો તો ભાંયગો ઝેરી રે
ડાકટર બોલાવો લે'રી રે
કાંટો કઢાવો ઝેરી રે
બઈરો એ કાંટો બઈરું જીવવાનું
ભઈરા સંસારમાં લાખી રે

ભીલોના એક બીજા ગીતમાં રાજા જેવા રાજાની રાણીને સુવોણનાં ભીલડોજી સાથે રતિક્રિયા રમવાનું મન થાય છે. એટલે સડક પરથી જતા ભીલડોજીને પોતાને મહેલે બોલાવે છે. ભીલડોજી રાજાનાં દંડ બીકથી ત્યાં જવા ના પાડે છે. પણ તીવ્ર વાસનાવાળી રાણી કહે છે કે હું દંડ ભરી લઈશ પણ તમે આવોઃ

સૂટી સૂટી આવ્યાનો ભીલડોજી, રમી રે ભીલડો સુવાણનો
રાજાની રાણી મે'લે બીઠી જુે રે
રમવાને ખાંતે ભીલડા આપડે મે'લે આવો રે
તારે મે'લે આવું તો તારો રાજા ડંડે રે
મારો રાજા ડંડહે તો ઉ ડંડ આલે રે
રાણીના હુવાના ઢોલીડા ઢળાયા રે

**આણાનાં ગીતોમાં ફટાણાંઃ ભાંડવાણ્યા :**

વેવાઈ, વેવાણ તથા સામા પક્ષને સીધો કટાક્ષ કરવાનું વલણ ધોડિયા જાતિનાં ગીતોમાં જોવા મળે છે. ફટાણા પ્રકારનાં આ ગીતોને ધોડિયા બોલીમાં 'ભાંડવાણ્યા'ભાંડવું કહેવામાં આવે છે.

કન્યાનું આણું કરવા આવેલા વેવાઈપક્ષના લોકોને જુવારના દાંડાની ગાલ્લી, દેડકાનો, બળદ, ભીંડાનો ઘુઘરો, ફેદરુકના ઓઢા વગેરે લઈને આવ્યા હોવાથી તેઓ અમારી બહેનનું આણું કરવા આવી ગાલ્લી લાવ્યા? કહી કટાક્ષ કરે છે.

મહાણી બણીયા આણાં કરું આવ્ના<br>
હરબોડાયી ગાલ્લી કરી લાવ્ના<br>
દેળાકાયો  બલ  કરી લાવ્ના

આણું કરવા આવેલો વેવાઈ, વાવણી કરવા માટેનો મહામૂલો વરસાદ રિમજીમ કરીને પડે છે. છતાં તેને ઘેર વાવણી કરવા માટે જતાં રહેવાને બદલે, વેવાઈને ત્યાં જ વેવાણને જોઈને રહી પડવાની વૃત્તિ રાખતા માલૂમ પડે છે. આજે સારું સારું ખવરાવ્યું એટલે હવે 'કાલે' જવાની વાત કરે છે.

વાવણીયો વરહાત ઝામઝામ કરે રા<br>
વેવાય તે વેવાણી દેખીહ્ રા<br>
રંવ તહો કરે રા

આજના ખાધેલાં કાલ જાઉં કરે રા

વેવાણનો લટકો, પીવા માટેના પાણીની સગવડ નહિ, રોટલા સાથે શાક નથી વગેરે વગેરે કહીને વેવાઈની ટીકા કરી છે.

કોરી હોપારિયોમાં હોપારિયો કટકો, અહેર વેવાણીયો લટકો
આમા કહાયા ઓયફા માન, પીવં લાગ પાણી નાંય મીળે
આમા કહાયા ઓયફા માન, ભાખાર અહારી હાન્ના નાંય મીળે

કોયેને રખે કેતો રે બાલમ રાજની ટૂક ધરાવતું નીચેનું ફટાણું વર કે કન્યાને પક્ષે ગમે ત્યારે ગવાય છે. ધોડિયા જાતિના ગીતમાં વેવાઈને કોતરડું કૂદવવાની અને તેની ધોતીઃ પોતડી ફાટેલી છે તેની મશક્રી કરી લીધી છેઃ

વેવાઈ તુંઆ કોતોડી કુદાઉં જો
કોઈને રખે કેતો રે બાલમરાજ
વેવાઈ તુણી પોતડી ચીરાયલી રે
કોઈને નખે કેતોરે બાલમરાજ

ધોડિયા જાતિના આ પ્રકારનાં એક ગીતમાં કન્યા સાથે પૂર્વ પ્રીતનાં સંસ્મરણો તાજાં કરી તેને કોતરડી કૂદાવવાની અને તેના ફાટેલાં કબજાઃ ચોળી ની ટીકા કરી છે.

**તૂર અને થાળી સાથે નાચતી વખતે ગવાતાં ઝેરિયાં**

હો હો નરસિંહ મહેંતા તારી વાડી લીલાલેર છે,
વાડી લીલાલેર છે ને મહીં કદમનો છોડ છે.
હો હો નરસિંહ મહેતા તારી વાડી લીલાલેર  છે.
વાડી લીલાલેર છે ને મહીં દાડમનો છોડ છે,
હો હો નરસિંહ મહેતા તારી વાડી લીલાલેર છે ,
વાડી લીલાલેર છેને મહીં ચંપાનો છોડ છે.
હો હો નરસિંહ મહેતા તારી વાડી લીલાલેર છે,
વાડી લીલાલેર છે ને મહીં ગુલાબનો છોડ છે.
હો હો નરસિંહ મહેંતા તારી વાડી લીલાલેર છે.

**ઝેરિયું પોતાના પતિને સંબોધીને.**

ઓ પોયરા છેલિયા ખેતરે જાઉં તો તડકો લાગે
ઓ પોયરા છેલિયા ખેતરે બંગલો બંધાવો
ઓ પોયરા છેલિયા ઓરેજોરેનું તારું ખેતરિયું
ઓ પોયરા છેલિયા બરિયું બપોરિયું તારું નીંદવાનું

ઓ પોયરા છેલિયા ઓરેજોરેનું તારું ખેતરિયું
ઓ પોયરા છેલિયા ખેતરે જાઉ તો તરસ લાગે
ખેતરે વાવડી ખોદાવો પોયરા છેલિયાં
બરિયું બપોરિયું તારું નીંદવાનું
ઓ પોયરા છેલિયા ઓરેજો રેનું તારું ખેતરિયું
ઓ પોયરા છેલિયા ખેતરે જાઉં તો તરસ લાગે
ઓ પોયરા છેલિયા બરિયું બપોરિયું તારું નીંદવાનું

**લગ્ન અને હોળીના તહેવારો પર**

તારી ને મારી જોડી રે દિયરિયા છેલ
તારીને મારી જોડી રે લોલ
ઉંમરાની ઓરે રમવા ગઈતી રે દિયરિયા છેલ
ત્યાં મારું લેરિયું ખોવાયું રે દિયરિયાં છેલ
ત્યાં મારું લેરિયું ખોવાયું રે લોલ
તમને જો જડયું હોય તો આપજો રે દિયરિયાં છેલ
તમને જો જડયું હોય તો આપજો રે લોલ

ઉમરાની ઓરે રમવા ગઈતી રે દિયરિયાં છેલ
ઉમરાની ઓરે રમવા ગઈતી રેલોલ.
પરણ્યો જો જાણશે તો મારશે રે દિયરિયા છેલ
પરણ્યો જો જાણશે તો મારશે રે લોલ
ઉમરાની ઓરે રમવા ગઈતી રે લોલ
ત્યાં મારું ઍરિંગ ખોવાયું રે દિયરિયાં
ત્યાં મારું ઍરિંગ ખોવાયું રે દિયરિયાં
તમને જો જડયું હો તો આપજો રે દિયરિયા છેલ
તમને જો જડયું હોય તો આપજો રે લોલ
ઉમરાની ઓરે રમવા ગઈતી રે લોલ

**પતિની પસંદગીનું સંબોધન**

વાંકી ટોપીવાળો બહારગામ જવાનો રે
વાંકી ટોપીવાળો બહારગામ જવાનો રે
એની સાથે પરણું મા
એની સાથે પરણું મા રેશમની રૂમાલ છે.






વાંકી ટોપીવાળો બહારગામ જવાનો રે
એની સાથે પરણું મા રેશમી રૂમાલ છે.

**તૂર થાળીથી નાચવા માટે પતિને સંબોધન**

મારો સંગાથ કોઈ થાવો રે ભમરા
ઢેલાણી રે
ઢાળિયા પાડેવા જાઉ એકલી રે ભમરા
ઢેલાણી રે
મારો સંગાથ કોઈ થાવો રે ભમરા
ઢેલાણી રે
સાત પાંચ પ્યાલી પીધી રે ભમરા
ઢેલાણી રે
મારો સંગાથ કોઈ થાવો રે ભમરા
ઢેલાણી રે
ઢળિયા પાડેવા જાઉ એકલી રે ભમરા
ઢેલાણી રે






ખેતર ઓરેવા જાઉ એકલી રે ભમરા
ઢેલાણી રે
મારો સંગાથ કોઈ થાવો રે ભમરા
ઢેલાણી રે

**લગ્ન વખતે નાચવા માટે**

પેલી ચાંદલા વાળી કઈ રે
ગોલાલ વાળી છે,
તારો ચાંદલો ઝપાઝપ રે
ગોલાલ વાળી છે.
પેલી ચાંદલા વાળી કઈ રે
ગોલાલ વાળી છે.
તારો ચાંદલો ઝપાઝપ રે
ગોલાલ વાળી છે.
પેલી ચાંદલા વાળી કઈ રે
ગોલાલ વાળી છે.

**લગ્ન અને હોળી વખતે તૂર અને થાળીથી નાચવા માટે**

ગાડીમાં કેમ કરી બેસું શરમ બહુ આવે શરમ બહુ આવે
નવલિયું નાનું બલામ રાય
ડામરના ઘાટ પર રે
આજ મારા પરણ્યાનું રાજ
વેગેરો વેગે બલામ રાય
ગાડીમાં કેમ કરી બેસું શરમ બહુ આવે શરમ બહુ આવે
નવલિયું નાનું બલામ રાય
ડામરના ઘાટ પર રે
સાઈકલ ચાલે બલામ રાય
આજ મારા પરણ્યાનું રાજ
વેગેરો વેગે બલામ રાય
ગાડીમાં કેમ કરી બેસું શરમ બહુ આવે શરમ બહુ આવે
નવલિયું નાનું બલામ રાય
ડામરના ઘાટ પર રે

ઘોડાગાડી દોડે બલામ રાય
આજ મારા પરણ્યાનું રાજ
વેગેરો વેગે બલામ રાય
ગાડીમાં કેમ કરી બેસું શરમ બહુ આવે શરમ બહુ આવે
નવલિયું નાનું બલામ રાય

**તૂર અને થાળી સાથે નાચવા**

માડી રે અજાણ ગામડાંમાં નાખી
માડી રે નાનેરી પરણાવી રે લોલ
માડી રે અજાણ ગામડાંમા નાખી
માડી રે નાનેરી પરણાવી રે લોલ
માડી રે મારી ટેકરો ચડીને વાટ જોતી
માડી રે નાનેરી પરણાવી રે લોલ
માડી રે અજાણા ગામડાં નાખી
માડી રે નાનેરી પરણાવી રે લોલ
માડી રે કૂવાને ટોડલે ઊભીને વાટ જોતી

માડી રે નાનેરી પરણાવી રે લોલ
માડી રે અજાણા ગામડાંમાં નાખી
માડી રે નાનેરી પરણાવી રે લોલ.

**ઘોડિયા જાતિનું વાર્તા સાહિત્ય :**

ઘોડિયા જાતિમાં જે લોક્કથાઓ પ્રાપ્ત થઈ તેને નીચેના વિષયોમાં વહેંચી શકાયઃ

(૧) પશુ-પંખી વિષયક (૨) સામાજિકવાર્તાઓ (૩) કોયડારૂપ વાર્તાઓ(૪) માનવી તથા પ્રાણી સંબધિત (૫) લેણદેણ ચાતુરી વિષયક (૬) ઐતિહાસિક તત્ત્વવાળી લોકકથા (૭) ચમત્કારીક તત્ત્વવાળી વાર્તાઓ (૮) ઘોડિયા જાતિની ઉત્પતિ અંગેની દંતકથા (૯) લઘુકથા (૧૦) ધાર્મિક દંતકથાઓ

ઘોડિયા બોલીમાં વાર્તાને 'વાત્તા' કે 'વત્તા' કહેવામાં આવે છે. પ્રાણીઓમાં શિયાળની ચાતુરીની વાત બહુ જાણીતી છે. દિવસભર કામકાજથી કંટાળેલા લોકો, બાળકો પોતાનાં વડીલ દાદા કે દાદીને કહે છે, 'ગઢ બાહ્ઃ કે ગઢી આયઃ વત્તા આખને : દાદા કે દાદી વાર્તા કહોને વાત્સલ્ય પ્રેમી વડીલ તેમની લાક્ષણિક શૈલીએ વાર્તા સંભળાવે છે.

**પશુ- પંખીની વાર્તા :**

હુંહવારાયી વત્તાઃ કે મગરની વાત્તા મગરની વાર્તામાં પોતાને મગરે સૂકા પ્રદેશમાંથી પાણીમાં લાવવાની આજીજીભરી વિનંતી કરવાથી, તેને બળદ પાણીમાં લઈ જાય છે. તેને હજી વધારે ઊંડા પાણીમાં લઈ જવાનો આગ્રહ કરતાં ઊંડું પાણી આવતાં જ કરેલો ઉપકાર મગર તરત ભૂલી જઈને કૃતઘ્ની બની, બળદનો જ પગ પકડીને તેને મારી નાખવાની તૈયારી કરે છે. યોગાનુયોગ તે સમયે શિયાળું પાણી પીવા આવે છે. અને બળદ તેને ન્યાય કરવાની વિનંતી કરે છે. તેમાં શિયાળ ચતુરાઈથી, 'મા જેધે તુમિ અ્હતે તેધે લેઈ જા, પાઠી મ્હાણે, જી આખુંના વ્હી તી મેં આખી': 'જ્યાં તમે હતાં ત્યાં મને લઈ જાઓ, પછી મારે જે કંઈ કહેવું હશે તે કહીશ ' એમ કહીને યોગ્ય પળે બળદને ઈશારો કરી નાસી જવાની સૂચના કરે છે. આમ બળદનો જીવ બચાવે છે.

**સામાજિક વાર્તા :**

ઘોડિયા જાતિમાં ઠીક ઠીક પ્રસિદ્ધિ પામેલી 'ડોહો ને કુરવીલો : ડોસો અને કરચલોઃ ની વાર્તામાં ડોસાની સાત છોકરીઓ પૈકી સૌથી નાની છોકરીએ 'આઠ પાગે આડા ચાલે ને વગર ડોળે ડોળા કાઢે': આઠ પગે આડો ચાલે ને વગર માથાએ આંખ કાઢે : તેવા કરચલા સાથે લગ્ન કરવાની હિંમત બતાવી. તો છેવટે લાકડા કાપવા ગયેલા, થાકેલા 'કુરવીલા' પર સ્નાન માટે ગરમ પાણી રેડતાં તેનું ઉપલું પડ નીકળી જવાની સાથે જ કરચલામાંથી ગોરો સુંદર છોકરો યુવાન બની ગયો. આ કથામાં સામાજિક તત્ત્વની સાથે ચમત્કાર કે જાદુત્વ પણ સમાયેલું છે.

જાદુ કે ચમત્કાર આવે તેવી બીજી પણ વાર્તાઓ આ જાતિમાં કહેવાતી માલૂમ પડી છે. તે ડોહો, પોહીને ચીડા': ડોસો, છોકરીને ચકલી : માં ચકલી ઘરજમાઈ તરીકે જાય છે. ઘરજમાઈની વાર્તાઓ, આ જાતિમાં એ પ્રથા વર્ષોથી ચાલી આવેલી છે, તે રિવાજની દ્યોતક છે.

બાળવાર્તામાં ગણી શકાય તેવી ઘોડિયા જાતિમાં કહેવાતી 'કૂકડાને ડોહી' માં કૂકડો ડોસીનું ભરણપોષણ કરે છે, ને છેલ્લે રાજાની છોકરી સાથે પરણીને ખાઈ પીને મોજ કરે છે. ચમત્કાર તત્ત્વવાળી વાર્તાઃ ચમત્કારનું તત્ત્વઘણું આવે તેવી વાર્તાઓમાં 'ભાયો ને તાણી બુહણી 'ભાઈ-બહેન' માં સાપ, અનાથ ભાઈ-બહેનને એક ગરૂડીથી તેને પકડાતો બચાવવા બદલ એક 'જાદૂઈ દાબડી' આપે છે. જેનાથી ધારેલી વસ્તુ મળે છે. તે જાદુઈ દાબડીથી તરસ્યા રાજકુમારને ચમત્કારીક રીતે પાણી લાવીને પાવાથી, અનાથ છોકરીને રાજકુમાર પરણે છે.

**કોયડાપ્રધાન વાર્તાઃ**

શાહુકાર સાથેની લેવડદેવડમાં એક છોકરીના કોયડા યુક્ત જવાબની શાહુકારને સમજ પડતી નથી. શાહુકાર લેણું વસૂલ કરવા આવ્યો છે. તે છોકરીને તેના પિતા, માતા, ભાઈ, બહેન વગેરે શા માટે ગયાં છે, તે પૂછીને છેલ્લે પોતે છોકરી શું કરે છે તે વિશે પણ પૂછે છે. ત્યારે તે છોકરી કહે છે. બાહ્ આવીહ્ ત્યાર નાંય આવીહ્-ને નાંય આવીહ્ ત્યાર આવીહ્ આય, એક ના બે કરું ગોયલી, ભાવાહ મેઘના પાણી બંધ કરું ગોયલા, પોહી એકા ચાર્કે તો હ  જણા પારખે એવાં એવાં કામમાં બધા રોકાયેલાં હતાં.

શાહુકાર કહે છે 'છોકરી મને તારા જવાબનો અર્થ સમજાવે તો મારું બધું લેણું છોડી દઉં.'

**ઐતિહાસિક લોકકથા :**

ધોડિયા જાતિમાં પ્રચલિત 'વાંઝો રાજા' (વાંઝિયો રાજા)ની કથાના મૂળ જૂનાગઢના રા'નવઘણના ઘેરા સાથે સંબંધ ધરાવે છે. થોડા ઘણા ફેરફાર સાથે એ જ કથા પંચમહાલના ભીલોમાં સુપ્રસિદ્ધ છે. તો ઘણા ફેરફાર સાથે એ જ કથા સંક્ષેપમાં પારડી તાલુકાના 'કરાયા વિસ્તારમાં' વલસાડ જિલ્લામાં કહેવાતી માલુમ પડી છે.

**લોકકથાના મુદ્દા ટૂંકામાં આ પ્રમાણે છેઃ**

'એક રાજા ત્હાણે હાત રાણી છ માનીતી એક અખામણી -પોંહેં નાંય મીળે-વાંઝો ઝાડે ફિરું હવારામાં જંગાલામાં -ઢેળી મિળ્‌ની-ભુવારી વેચું લાગ નીંગ્રેલી-પાછી ફિરી ગોઈ- વાંઝાયા અનાજ ચીડા ભી નાંય ખાય- રાજાયા ખાતરી ઉઇ ગોઈ તપ કરું ગો. મા' દેવાયા લિંગ જડ્‌ના-તપ કધાં, -માદેવ પરસન ઉના, વરદાનમાં પોંહે દેધે. આંબા પાડી લે જાઉં આયખાં, હાત આંબે પડ્‌ને રાજા રાજમાં આવ્‌નો, છયે રાણ્યાં આંબે દેવે, પુણ અખાવણીયા નાંય દેધો. દાસીએ તપાસ કધી, આંબાયે ગોટલે છોયડે ઉકાયળે ને પીધાં, છ રાણ્યેં નાંય હાજે પોંહે ઉને, અખામણીયા હાર્જો, પોહો ઉનો, ત્હાણી પરીક્ષા આયના બોબલાયા દૂધ મૂઆમાં, રાજા ખુશ ઉનો-રાજા ઘડ્‌ડો, અખામણીયા પોંહા રાજ ઓયફાં, હાજી રીતના રાજ કધાં, રાજા

પરજા સુખી ઉને.

મૂળ કથા કરતાં ધોડિયા સમાજને મળતી વાર્તાનો આ પાઠ અનેક રીતે જુદો પડે છે.

**બુધ્ધિ ચાતુર્યની વાર્તા :**

કોલો, વાંદારને હાપ (શિયાળ, વાંદરોને સાપ)ની વાતમાં 'કરોડ બુધ્ધિ, લાખ બુધ્ધિ ને એક બુધ્ધિ વગેરેમાં માત્ર એક બુધ્ધિ ધરાવનાર શિયાળ જંગલમાં લાગેલા દવમાંથી બહુ થોડી અડચણ ભોગવીને પણ હેમખેમ બહાર નીકળી જઈને જીવ બચાવે છે. પણ પોતાને લાખ બુધ્ધિવાળો ગણાતો સાપ જંગલના દવ વખતે દરમાં ભરાઈ જતાં ત્યાં જ બફાઈને મરી ગયો અને કરોડ બુધ્ધિવાળો હોવાનો દાવો કરનાર વાંદરો દવ વખતે ઝાડ ઉપર ચડી ગયો પણ બફાઈ મૂઓ. આ વાર્તામાં જ્ઞાન ગમ્મત આવે તેવાં નામ, વિશેષણ અને ક્રિયાપદ, લાખ બુધ્ધિ લંબાયનો કરોડ બુધ્ધિ ટંગાયનો જેવા પ્રયોગો નોંધપાત્ર છે.

ગુજરાતીમાં બહુ પ્રસિધ્ધ અને ધોડિયા જાતિમાં એ જ વાર્તા વર્ષોથી ચાલી આવે છે. તેવી વાર્તાઓમાં (૧) લોભિયો ને નારિયેળ (૨) તીહાયલો કાગડો (૩) મોટેભાગે અંગ્રેજોના આગમન પછી ચાલુ થયેલી 'ખાટી દરાખ' (૪) ડોહો ત્હાણે પોંહે ને ગારવાયો ભારો (સંપ ત્યાં જંપ) વગેરે વાર્તાઓ પણ પ્રચલિત છે.

**હાસ્યરસ પ્રધાન વાર્તા :**

હાસ્યરસની લહાણી કરાવતી વાર્તાઓ પણ, આ જાતિમાં પ્રચલિત છે. તેમાં કેવળ હાસ્ય પ્રગટે તેવી

વિગતોનું સાહિત્યક મૂલ્ય ભલે અલ્પ હોય, પણ સાદી રીતે કહેવાયેલી એ વાર્તા મઝાની છે. અંબેટી, તા. ધરમપુર જિ. વલસાડના પ્રદેશમાં કહેવાતી 'દેખરેખ ક્યા કરતા હૈ...ફુદક કૂદક ક્યાં કરતા હૈ...જેવા હિંદી શબ્દોના ઉપયોગવાળી વાર્તા સંભવ છે. તેમાં એક બ્રાહ્મણ કોયડારૂપે આ વાર્તા કહે છે તે વાત બીજાને કહે છે ને ત્યાંથી રાજા સુધી પહોંચી જાય છે ને રાજાજીને ત્યાં જ ચોરી કરવા આવેલા ચોરને કાને પડવાથી તેઓ સામેથી આવી માફી માંગી લે છે. ત્યારે રાજાને સાદા સુત્રોવાળી વાર્તાનું મૂલ્ય સમજાય છે. આ વાર્તાનો પ્રકાર સ્વ. શ્રી ગિજુભાઈ બધેકાની બાળવાર્તા 'ઉક્કડ મુક્કડ બેઠત હે, વાંકી ડોકે જોવત હે' ની યાદ અપાવે છે, જેમાં રાજાને ત્યાં ચોરી કરવા આવેલા ચોર, સ્વયં રાજાની માફી માંગવા આવે છે.

હાસ્યરસ પ્રધાન બીજી વાર્તામાં એક ડોસો તેની ચાર દીકરીઓને અનુક્રમે પાંચ, દસ, સોળ અને વીસ રૂપિયામાં વેચી દે છે.(કદાચ એટલા જ રૂપિયાનું દહેજ તે વખતે હશે !) તે ચારે છોકરીઓ નાચે છે. તેના પિતા તે જુએ છે ને કહે છે. 'મ્હાણી પાંચકી, દહકી, હોળકી ને વીહકી' કેવી નાચે છે તે જોઉં તો ખરો !

**ઐતિહાસિક પુરાવા વિનાની કેટલીક દંતકથાઓ :**

ઘોડિયા જાતિમાં જો કે દંતકથાઓ એકંદરે અલ્પ છે. તેમાંયે ઘોડિયા જાતિની ઉત્પત્તિ અંગે પ્રકાશ ફેંકતી દંતકથાઓ નગણ્ય જ છે.

અહીં પ્રાપ્ત થયેલી દંતકથાઓ પૈકી, બે આ જાતિની ઉત્પત્તિ અંગે છે. એકમાં ઘોડિયા જાતિ સાથે

અનિવાર્ય સંબંધ ધરાવતી 'નાયકા જાતિ' વિશેની દંતકથા છે.

શિવાજીના ઘણા સરદારો પૈકી ધનસિંહ અને રૂપસિંહ નામના બે રાજપુત સરદારો પણ હતા. તેઓ શિવાજી મહારાજ તરફથી સુરત જિલ્લાના (હાલના વલસાડ જિલ્લાના) પારનેરાના કિલ્લામાં રહેતા. ત્યાંથી જે તે સ્થળે ચડાઈઓ કરી ધન લૂંટી લાવતા ને ફરી પોતાના પારનેરાના કિલ્લામાં આશરો લેતાં. ચડાઈ, લૂંટ વગેરેની પ્રવૃત્તિ નરમ થઈ કે પછી બંધ થઈ તે અરસામાં પશ્ચિમ, દક્ષિણ, પૂર્વ અને ઉત્તરમાં રાજ્ય સત્તા માટે આક્રમણો શરૂ થઈ જતાં, ધનસિંહે અને રૂપસિંહે તેના છપ્પન વિશ્વાસુ અને વફાદાર સાથીદારો સાથે દક્ષિણ વિસ્તારમાં, દક્ષિણ ગુજરાતમાં જ સ્થિર વસવાટ કરવાનો નિર્ણય કર્યો. તેઓ તેમના મૂળ વતન માલેગામ ધુળિયા ન જઈ શકતા. પારનેરા પાસે આવેલા વાપી -દમણ વિસ્તારમાં સ્થિર વસ્યા. તેઓ યુવાન હતા. પરણવાની આવશ્યકતા લાગતા તે જ વિસ્તારમાં રહેતી નાયકા જાતિના આગેવાનોને પોતાની ઈચ્છાની વાત કરી. તેમણે પોતાના રીતરિવાજ પ્રમાણે પરણાવવાની શરતે કન્યા આપવાની તૈયારી બતાવી. આમ ધનસિંહ, રૂપસિંહ અને તેના છપ્પન સાથીદારોના લગ્ન થયાં. તેઓ માલેગામ ધુલિયાના હોવાથી ધુળિયા-ધોળિયા-ધોડિયા નામ જાતિને લાગ્યું. ગામના નામ પરથી વ્યક્તિને બોલાવવાની પ્રથા આજે પણ ધોડિયા જાતિમાં છે.

આ દંતકથાને ભલે ઐતિહાસિક સાબિતી સાંપડતી નહીં હોય. પણ ઉપરોક્ત જણાવ્યા પ્રમાણે નાયકા જાતિ સાથેનો વ્યવહાર નીચે પ્રમાણે ઘનિષ્ઠ રહ્યો હતો :

૧. ધોડિયા- નાયકા બોલી લગભગ એક જ છે.

૨. સામાજિક રીત -રિવાજોમાં લગ્ન મરણના પ્રસંગોએ પ્રાચીન સમયમાં નાયકા જાતિના આગેવાનો (ગોર) બ્રાહ્મણનું કાર્ય કરતા.

૩. બહુ લાંબા સમય સુધી બહેનોના વાસણમાં ભાઈઓ ભોજન લેતાં નહિ. કારણ કે પુરૂષ રાજપૂત અને સ્ત્રી નાયકા એટલે સ્ત્રીના વાસણમાં પુરૂષ ખાતા નહોતા. આરોગ્યને ખાતર પણ સૌ સૌના વાસણો જુદાં હોઈ શકે.

**ઉનાઈ વિસ્તારની દંતકથા :**

ધોડિયા જાતિ સાથે નાયકા જાતિનો સંબંધ નિર્દેશ કરતી ઐતિહાસિક સમર્થન વિનાની એક બીજી લોકકથાનો મુખ્ય ધ્વનિ આ પ્રમાણે છેઃ

'રામ, લક્ષ્મણ, સીતા અયોધ્યાથી નીકળી વનમાં જવા નીકળ્યાં. દંડકારણ્ય હાલના ડાંગ વનમાં જતાં વચ્ચે હાલના ઉનાઈ નામના સ્થળે વિશ્રાંતિ માટે રોકાયા. દિવસોના રઝળપાટ પછી સીતાજીને ગરમ પાણીથી સ્નાન કરવાની ઈચ્છા થઈ એટલે જયાં વિશ્રાંતિ કરતાં હતા ત્યાં (ઉનાઈ) બાણ મારવાથી પાતાળમાંથી ગરમપાણીનો ઝરો પૃથ્વી લોકમાં આવ્યો. સીતાજીએ સંતોષથી તેમાં સ્નાન કર્યુ, શ્રી રામને પણ તે જ સ્થળે યજ્ઞ યોજવાની તીવ્ર ઈચ્છા થઈ. યજ્ઞમાં બ્રાહ્મણો જોઈએ. તે ઉનાઈ વિસ્તારમાં હતા નહીં. વળી લાંબા સમય સુધી તે જ સ્થળે રોકાવવાનું શક્ય નહોતું. તે સમયે શ્રી રામે આસપાસ વસેલા ત્યાંના

મૂળવતનીઓ તરીકે ઓળખાતી આદિવાસી પ્રજાને વિધિપૂર્વક જનોઈ પહેરાવીને બ્રાહ્મણો તરીકે સ્થાપી, યજ્ઞમાં બેસાડયા ને યજ્ઞનું કાર્ય પૂર્ણ કર્યું. આ બ્રાહ્મણ થયેલી આદિવાસી પ્રજામાં તે સમયે નાયકા જાતિ પણ હતી. એ નાયકા જાતિનો વિસ્તાર થયો. એવી જનોઈ પહેરેલ બ્રાહ્મણ થયેલી નાયકા જાતિની છોકરીઓ સાથે ઘોડિયા જાતિના પૂર્વજો મનાતા ધનસિંહ અને રૂપસિંહ તથા તેના છપ્પન સાથીદારોએ લગ્ન કર્યા.

**ધાર્મિક દંતકથાઓ :**

આ દંતકથાઓ ધોડિયા જાતિની જ છે એમ ન કહી શકાય. સુરત જિલ્લાની લગભગ બધી આદિવાસી જાતિઓ ધોડિયા, ચૌધરી, ગામીત, કુંકણા, વારલી, નાયકા વગેરેમાં આ દંતકથાઓ પોતપોતાની આગવી બોલીમાં પ્રચલિત છે. ધોડિયા જાતિમાં પણ આ દંતકથા ધોડિયા બોલીમાં કહેવાય છે.

દેવલી માડી, ગોહ્માઈ માડી
દેવશામરો ને કાળો કાકર

આ દંતકથા ગામીત ભાઈ-બહેનોને લગતી હોવાથી એ જાતિના લોકો તો શ્રધ્ધા પૂર્વક માને જ છે. પરંતુ અન્ય આદિવાસી જાતિઓ પણ ધાર્મિક શ્રધ્ધાથી માને છે. એનાં જે તે સ્થાનકો આજે પણ પૂજા પાત્ર શ્રધ્ધેય મનાયાં છે. વર્ષ દરમિયાન સેંકડો લોકો નાળિયેર, પથ્થર, માટીના ઘોડા અને પૂજાને લગતી અન્ય સામગ્રી દ્વારા પૂજા સ્થાન પાસે બહુ મોટો ઢગલો - નાનો ડુંગર-ખડકી દેતાં જોવામાં આવ્યા છે. જેવી

રામાયણના રામ વચનપાલન, સત્ય અને સહકાર્યથી જાણીતા બની શ્રધ્ધા પાત્ર ગણાયા છે. તેવી જ રીતે આ દંતકથા પાત્રોને ભારે આદર-શ્રધ્ધાથી આદિવાસી તેમજ બિનઆદિવાસી જનતા માનતી આવી છે. સુરત જિલ્લાના ત્રણ તાલુકા મહુવા, વ્યારા અને સોનગઢમાં એના સ્થાનકો આજે પણ પૂજાય છે. તે પરથી એની લોકપ્રિયતાનો ખ્યાલ આવે છે.

**શ્રાધ્ધનું પર્વ :**

ધોડિયા જાતિ મૃત્યુ પછીની શ્રાધ્ધ ક્રિયા કરાવે છે. પહેલાનાં વખતમાં આદિવાસી નાયકા જાતિના ગોર (બ્રાહ્મણ) દ્વારા પરંપરાગત વિધિથી અને હાલમાં મોટે ભાગે નવી પધ્ધતિ પ્રમાણે, બ્રાહ્મણ દ્વારા શ્રાધ્ધ (બારમું કે તેરમુ) કરાવવામાં આવે છે, પણ શ્રાધ્ધનું પર્વ 'પર્વ' તરીકે ધોડિયા જાતિમાં આજે પણ ઉજવવામાં આવતું નથી. તે વિશેની દંતકથા છે. 'પરજણ' નામની શ્રાધ્ધની સામુહિક ક્રિયાની વિધિએ વર્ષભરમાં જેટલાં સંગા એક જ કૂળવાળા, મૃત્યુ શરણ થયા હોય, તે સૌની એકસામટી શ્રાધ્ધ ક્રિયા છે. હવે દંતકથા જોઈએ.

'ધોડિયા જાતિના એક સારા કુટુંબમાં શ્રાધ્ધ કરવાનું હતું. શ્રાધ્ધના દિવસે રિવાજ પ્રમાણે ભોજન બનાવવું પડે. શ્રાધ્ધ કરાવ્યા વિના નવું અનાજ, નવી ખાદ્ય વસ્તુઓ, ન ખાઈ શકાય. શ્રાધ્ધને દિવસે 'પનેલાં' (જેમાં પાકેળા કોળાના માવામાં જુવાર કે ચોખાનો લોટ તથા જરૂરી અન્ય મસાલો નાંખીને, બે પાંદડાના કવરમાં રાખી, તેને વરાળમાં ચડાવવા જોઈએ તેથી તેને માટે ઉપયોગી પાંદડાં લેવા, એક ભાઈને

જંગલમાં મોકલ્યો. જંગલમાં પાંદડાં તોડવાનું કાર્ય ચાલુ હતું. તેવામાં એક વાઘ આવ્યો. એકાએક વાઘ નજરે પડતાં અને સ્વબચાવ અંગે કંઈક કરે, તે પહેલાં ભૂખ્યા વાઘે પેલા ભાઈનો શિકાર કરી દીધો. જેને ઘરે શ્રાધ્ધ થવાનું હતું. તેને આ વાતની ખબર પડી. ત્યાં એકત્ર થયેલા લોકોને એ વિશે ભારે દુઃખ થયું. તેના શબની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. સ્વાભાવિક રીતે જ એ બનાવ અંગે ઘણી ચર્ચા થઈ. તે પછી એક આગેવાને એવું જાહેર કર્યુ. 'હવે આપણે શ્રાદ્ધ કરવાની જરૂર નથી. કારણ કે આપણા શ્રાદ્ધને તો વાઘ જાતે જ ખાઈ ગયો, એટલે હવે શ્રાદ્ધ કરવાની વિધિમાં પડવાની જરૂર નથી. તે દિવસથી શ્રાદ્ધ પર્વને ધોડિયા જાતિમાં ગણવામાં-માનવામાં આવતું નથી.

ઉપરોક્ત ધાર્મિક કથાઓમાં પહેલી બે કથા સીધી રીતે ધોડિયા જાતિની ગણાતી નથી. છતાં ધોડિયા જાતિમાં આ દંતકથા વર્ષોથી કહેવાતી અને બીમારી પ્રસંગે બાધા માનતા, પૂજા વગેરે વિધિ શ્રધ્ધાપૂર્વક મનાતી આવી છે. જાતિ પ્રત્યે સહિષ્ણુતા અને મુસ્લીમ જાતિ સાથે વચ્ચે પરસ્પર વૈમનસ્ય ન પ્રવેશવા સાથે ધાર્મિક એકતાની આ ઘણી પ્રાચીન દંતકથા પ્રચલિત છે.

**બામણીઓ ભૂત અને અઢારપીર**

હિંદુ-મુસલમાન બંને જાતિઓમાં સમાન શ્રધ્ધાપાત્ર સ્થાનકમાં આ દંતકથામાં દર્શાવ્યા પ્રમાણેના સ્થળે, બાધા, માનતા પૂજા કરવા વર્ષભરમાં હજારો હિંદુ-મુસ્લીમો તથા આદિવાસીઓ ત્યાં જાય છે, જેમાં ધોડિયા જાતિનો પણ સમાવેશ થાય છે. હવે દંતકથા જોઈ લઈએઃ

એક બ્રાહ્મણ અને ઓગણીસ મુસલમાનો તમામ ઉચ્ચભાવનાવાળા અને સાત્ત્વિક વૃત્તિવાળા હોવા છતાં કોઈ કારણથી (રેઠવાણિયા તા. ચીખલી, જિ. નવસારીમાં) આવેલા મેદનામાં લડી પડયા. એક બ્રાહ્મણ અઢાર મુસલમાનો સાથે બહુ બહાદુરીથી લડયો અને મુસલમાનોને જન્નતમાં રવાના કરી દીધા. ઓગણીસ મુસલમાનોમાંથી માત્ર એક મુસલમાન બચ્યો હતો. અઢાર મુસલમાનો સાથે લડીને થાકેલો બ્રાહ્મણ, બામણીયા ગામમાં જંગલ તરફ જતો હતો. તે વખતે એક જીવતા રહી ગયેલા મુસલમાનનો પેલા બ્રાહ્મણ પર ખૂબ ઝનૂનથી હુમલો કર્યો. બ્રાહ્મણ લગભગ મરી જવાની સ્થિતિમાં મૂકાઈ ગયો. જીવ પર બાજી લગાવીને બ્રાહ્મણે ફરી એકવાર રહી સહી તમામ તાકાત એકઠી કરીને, પેલા સાથે ઝપાઝપી કરી. આ મરણીયા પ્રયત્ન સામે મુસ્લીમે બહુ જોરપૂર્વક બાંથબાથી કરેલી છતાં અવસાન પામ્યો, ત્યાં 'જોરાવર પીર' સ્થાનક બન્યું. ઓગણીસ જેટલા મુસ્લીમો સાથે લડીને ઘવાયેલા પેલા બ્રાહ્મણ પણ ઈશ્વરના દરબારમાં હાજર થઈ ગયો. જયાં અઢાર મુસ્લીમો કાળ ધર્મ પામ્યા હતા. તે જગ્યા 'અઢાર પીર' તરીકે તા. ચિખલી, જિ. નવસારીમાં છે. પેલો બ્રાહ્મણ જ્યાં રામ શરણ થયો તે જગા 'બામણિયો ભૂત' એટલે બ્રહ્મદેવ તરીકે પ્રસિધ્ધ થઈ. આ સ્થાન ઉમરા, સાંઘરા તા. મહુવા જિ. સુરતમાં અંબિકા નદીને તીરે જંગલમાં આવેલું છે.

ઉપરોક્ત સ્થળોએ આજે પણ બધા માનતા, વહેમ , ડાકણ વગેરે માટે સેંકડો લોકો જાય છે. બામણીઓ ભૂત તે બ્રહ્મદેવ અને અઢારપીર બંને શ્રદ્ધેય સ્થળો છે.

**કહેવતો :**

ધોડિયા બોલીમાં કહેવતને 'કેવાત' કહેવામાં આવે છે. ધોડિયા બોલીની કહેવતો, આ જાતિની આગળની પેઢીઓનો બહોળો અનુભવ અને ડહાપણની ઝાંખી કરાવે છે. કેટલાંક ઉદાહરણો નીચે પ્રમાણે છે :

૧. કામ કરે જગલોને માર ખાય ભગલો : ગુનો કરે કોઈ અને સજા ભોગવે બીજો કોઈ.

૨. જાતા ભી વ્હે ને આવતા ભી વ્હે : ડગલે ને પગલે હેરાન કરે

૩. બે ઘરાયા પાઁવણા ભૂકે મરે : બે ઘરનો મહેમાન ભૂખે મરે.

૪. ખાંધે ઝુહરાને ખેતાર ફીરી વળ્નો : વસ્તુ પોતાની પાસે છે ને તેને માટે ખેતર જઈને શોધખોળ કરી મૂકી.

૫. કડાંમાં પોહાં ને ગાંવ આખાં ફીરી આવ્ની : કેડમાં છોકરું ને ગામમાં ગોતવા જઈ આવી.

**તુલનામૂલ કહેવતો :**

૬. ડોળે એહરાય નાંય ને નામ નયાનસુખ : આંખથી તો જોવાય નહિ તેનું નામ નયનસુખ.

૭. કામ પતી ગુંઆ ઉલે હાવકાર વેરી : ગરજ સરી એટલે વૈદ વેરી.

૮. દોફી બળે પુણ વળ જાય : દોરડી બળે પણ કંઈ વળ જાય.

**ઐતિહાસ વિષયક કહેવતો :**

૯. હરિચંદર જૉહો હાચો : સત્યવાદી હરિશ્ચંદ્ર જેવો સાચો.

૧૦. પરતીજ્ઞા તો રાજા રામાયી : પ્રતિજ્ઞા તો રાજા રામની.

૧૧. માભારત ઉઈ ગુંઆ : મોટી લડાઈ થઈ ગઈ.

**કૃષિ વિષયક :**

૧૨. વાવજાહ્ તહા લણજાહ્ : જેવું વાવશો તેવું લણશો.

૧૩. વાવણી ઘી તાવણી : છાશમાંથી માખણ કાઢ્યા પછી તેની તાવણી કરીને ઘી કરવામાં જેવી કાળજી રાખવી પડે છે.

૧૪. જેઠાયી રોપણી ને ભાતાથી રોટલી : જેઠ માસમાં સમયસર ડાંગરની રોપણી થઈ જાય તો જ ચોખાના લોટના રોટલા સારી રીતે ખાઈ શકાય.

૧૫. વરહે મઘા તો ઘરમાં બહીને હગા : મઘા નક્ષત્રમાં વરસાદ બરાબર પડે તો વરસાદને કારણે ઘરની બહાર નીકળવું મુશ્કેલ થવાથી, ઘરમાં જાજરું કરવું પડે.

૧૬. વરહે મઘા તો ઘઁવાયા ઢગા : મઘા વરસે તો ઘઉંના ઢગલે ઢગલા પાકે.

૧૭. ગાજનેલા વાદાળ વરહે નાંય : ગાંજયા મેહ વરસે નહીં.

૧૮. બલ લેવ્નો તો આંકીને, ડોબી લેવ્ની તો દોઈને : બળદ હાંકીને ગાય દોહીને જ ખરીદવાં.

૧૯. હાથિયા નક્ષત્ર : આથિયા હોઢોળ, જેઘે પડે તેઘે પયડા જ કરે : હાથિયા નક્ષત્રમાં જયાં વાદળ ઘેરું હોય ત્યાં મેઘ પડયાં જ કરે.

૨૦. ચિત્રા : ચિત્રાય તપ છાંયે મારે ગપ : ચિત્રા નક્ષત્રમાં બહુ તાપ પડે એટલે ઝાડને છાંયે ચુપચાપ બેસી રહે યા ગપ્પાં માર્યા કરે.

૨૧. ઓતરા : જો વરહે ઓતરા તો ધાન ની પાય કૂતરા : ઓતરા નક્ષત્રમાં વરસાદ આવે તો એટલું અનાજ વરસે પાકે કે કૂતરાને આપતાયે તે ધરાય ને વધી જાય.

**પશુપક્ષી વિષયકઃ**

૨૧. ભેંહાયે હિંગડે ભેંહા ભારી : ભેંસના શીંગડા ભેંસને જ ભારી અર્થાત્ અભિમાની કે દુષ્કર્મી વ્યકિતને દુગુર્ણો બદલ ભોગવવું જ પડે.

૨૨. ભરોહાયી ભેંહે પાડો જયણો : ભરોસાની ભેંસે પાડો જણ્યો અર્થાત્ પારકાંને ભરોસે રહેવાથી કાર્ય નિષ્ફળ નિવડયું.

૨૩. હાંઢ જોહો ને પાસો બાંડ : સાંઢ જેવો ને વળી પાછો અનીતિમાન અર્થાત્ શરીરે માતેલો ને વળી ઉદ્ધત-અનીતિમાન.

૨૪. ચીડા, ઢેંચુડા ને કાબેર, ઘઉં જુવારા રાખે ત્હેણા અ્હારી વેર : ચકલી, કોળોકોશી અને કાબરને

રખવાળી કરનારા સાથે વેર.

૨૫. કૂકડો ને બોકડો, ભગાત માગે રોકડો : પહેલાંના વખતમાં વધુ ને હાલમાં કંઈક ઓછું, પણ બાધા ચડાવવા આવનાર પાસે ભગત-ભુવા લોકો ભોગના નામથી મરઘો કે બકરો તરત હાજરમાં માંગી લે છે.

**નીતિ વિષયક :**

૨૬. હાચાયો ભગવાન બેલી : સાચાનો ઈશ્વર બેલી.

૨૭. ખાડો ખોદે ઈ જ પડે : ખાડો ખોદે તે પડે.

૨૮. દગા કણાયા હગા નાંય ઉવે : દગો કોઈનો સગો નહિ.

૨૯. કરજાહ્ તહા ભરજાહ્ : કરશો તેવું પામશો.

૩૦. પીપીને છાકાય ર્હય, ખેતરા કાંથા તાજા ર્હય : દારૂ, તાડી પીને છાક્ટો થઈને ફર્યા કરે તો ખેતી કેમ કરીને સારી રહે ?

૩૧. અટવાડો ઉલે લૂંટવાડો, અઠવાડિક બજાર : હાટ એટલે લૂંટ કરવા માટેનું કેન્દ્ર જયાં તોલ, માપ, ભાવમાં છેતરપિંડી કરવામાં આવે છે.

૩૨. હાવકાર આય પક્કો, લેણદેણાયે જુક્કો : નાણાં ધીરનાર શાહુકાર શરીરે સારો છે પણ હિસાબ કિતાબમાં છેતરપીંડી કરવામાં પાકો, લુચ્ચો, જૂઠો છે.

૩૩. મૂળજીભાયો કુંવારો ને પોહાથી જાન કાઢુનો : મુળજીભાઈ કુંવારા છે તે છોકરાની જાન કાઢવાની

વાતો કરે છે !

૩૪. રાજા જોહા, બાહર ફિરે ને ઘરામાં આલ્લાં કુસ્તી કરે : બહાર રાજા જેવો ફરે પણ ઘરમાં હાંડલી કુસ્તી કરે.

૩૫. વાત લાખે, લાખ વહા, અમાલ કરે અરધા વહા : મોટી મોટી વાત કરે પણ પોતે જ અમલ કરતા નથી નહિવત્ કરે.

૩૬. વાણઘો ઉલે અગાત્ બુદ્ધિ : અગમ બુદ્ધિ વાણિયો.

૩૭. કુંભાર કરતાં ગધાડં ડાયાં : માલિક કરતાં નોકર શાણો.

૩૮. મીળે લાડવા તો બામાણ બહે આડવા : બ્રાહ્મણને લાડુનું ભોજન મળે તો ખુશ થઈ જાય છે.

૩૯. કામ કરે જગલો ને માર ખાય ભગલો : ગુનો કરે કોણ અને સજા ભોગવે બીજો.

**ઉખાણાં :**

ધોડિયા જાતિમાં, જીવનનાં વિવિધ પાસાંનાં વિપુલ પ્રમાણમાં ઉખાણાં સચવાયેલાં જોવાં મળ્યાં છે. ઉખાણાં પૂછતી વખતે 'તી કાં ?' તે શું ? એવો અત્યં શબ્દ અચૂક પ્રયોજાય છે. 'આય બળે ને ડીખરી ચડે તી કાં?' એટલે કે માતા બળે છે તેના તાપથી દીકરી ચડે છે, બફાય છે તે શું? જવાબ એનો 'તુવેર' તુવરની કરસાંઠી બાળવા માટે વાપરવાના અર્થ સાથે તેની છોકરી 'તુવેરનાં દાણા' બફાય છે, ચડે છે. લુહારને ત્યાં ધગધગતા કોલસાની ગરમીથી ટપરાવી તૈયાર કરેલું ધારિયું, ડાળી વગેરે કાપવા માટે વપરાય

છે. તેનો સંબંધ 'કૂંકડાઃ કૂકડી ડાળે ડાળે ફિરે' નું ઉખાણું બન્યું છે. ખાટલાનાં ચાર પાયા અને ચાર ઈસ મળી કુલ આઠ. ખાટલા માટે 'આઠ આડકે ને ટોપલો ભરી તાંતે'નો ચતુરાઈ ભર્યો કોયડો થઈ ગયો છે. બાર વર્ષે એકવાર ફુલ આવનાર ઝાડ વાંસ, કાંદાનાં પાંચ સાત પડો વિશે, કોળાનો લાંબો વેલો ને તેને લાગેલા કોળાને બળદ કલ્પીને તે બેસી રહે છે ને વેલારૂપી ઢોર ચરવા જાય છે તેવી ક્લ્પનાનું ઉખાણું પણ છે. તાપથી જમીનમાં ફાટ પડે છે. તેની યે કોયડા રૂપે રજૂઆત થઈ છે. 'ઉનાળામાં વેલાયેઃ માતે ફુલે ફાલેઃ ને ચોમાહામાં મરી જાય' 'ખરી રીતે તો ઉનાળામાં મરી જવાની વાત આવવી જોઈએ તેને બદલે માર્મિક વિરોધાભાસ ઉપસ્યો છે. મકાઈનાં છોડની અધવચ્ચે 'મકાઈનો ડોડો' આવે છે તેને માટે ઘુંટણમાં ગાભણી 'ગર્ભવતી' જણાવ્યું છે. શામરનાં ફુલ માટેનાં ઉખાણાંમાં 'ફૂલવાડીમાં ફુલ ફુટે ને આદુ માટે, 'તીખી તીખી તલખડી' માં વર્ણાનુપ્રાસ છંદની ભ્રાંતિ થાય છે. વળી ગાલ્લીના બે ટેકણીયાઃ લાંઘણા ને બે પૈંડા માટે 'બે લબડે ને બે ગબડે' અને સસલાંને બખોલમાં રહેતા ફરવાની ટેવને નારણભાઈ એખલામાં અંત્યાનુપ્રાસ કોયડાની સાથે કાનને મધુરપ પણ અર્પે છે.

એક જ ઉખાણામાં બે ત્રણ જવાબો સામટા આવે એવાં ઘણાયેં ઉદાહરણો છે. અત્રે ધોડિયા બોલીનાં ઉખાણાનાં કુલ ૨૧ વિભાગો પાડીને દષ્ટાંતો આપ્યાં છે.

**ખેતીનાં સાધનોઃ**

બુદ્ધિનાં ચમકારા કરાવતા આ વિષયનાં ઉખાણામાં હળ, ગાલ્લી, ડાંગરની રોપણી વખતે ભારે

વરસાદથી બચવા છત્રીની અવેજીમાં 'ઘોંઘડા'ને ધારિયું, કુહાડી વિશેના ઉખાણાં નોંધપાત્ર છે. ઉખાણું ધોડિયા બોલીમાં છે અને જવાબ ગુજરાતીમાં દર્શાવ્યા છે.

૧. લાંબી દાંડી લટપાટ, તીન ડોંયે દહ પાગ - હળની લાંબી દાંડી

૨. બે બળદનાં માથા અને એક ખેડૂતનું માથું મળી ત્રણ માથાં

૩. બે બળદનાં કુલ આઠ પગ ને બે ખેડૂતનાં મળી દસ

- બે લબડે ને બે ગબડે -ગાલ્લીનાં બે લાંઘણા તથા બે પૈંડા.

- તળે હાક, વચ્ચે માહ ને ઉપાર આંતડે.

-'ઘોંઘડા' ઘુંઘડાની નીચે રહેતા વાંસના પાતળા હારા (સાકા) વચ્ચે પાંદડાનો માંસ જેવો પોચો ભરાવો ને ઉપર અસીતરાના ઝાડની ડાળીની (આંતરડાના) તાંત જેવી દોરી.

૪. ભુંજાયેલી કૂકડી ડાળે ડાળે ફિરેઃ -ધારિયું

૫. જસુડી જાળોમાં ગોઈ, પુસડી મ્હાણા અ્હાથામાં રહઈ - ધારિયું કે કુહાડી

૨. અનાજ-કઠોળ

સત્ય અને સુંદર કલ્પનાનો પરિચય કરાવતા આ ઉખાણાં જ્ઞાન સાથે ગમ્મત પણ કરાવે છે.

૬. હલ્લો હોટો ને ઉપ્પાર ગોઠો - જુવારનું કણસુલુ

૭. આય બળે ને ડીખરી ચડે - તુવેર

૮. રાનામાંથી કોંકણી : પત્નીને માંડયાઃ ઘુંટણમાં ઃગાભણીઃ મકાઈ

૯. નાહ્લીહી પોહી ને ઘૂંટાણામાં ગાભણી - મકાઈ

**ભોજન**

૧૦. એક અતો પોહો તેણા એક જણા ચપટે તે, અજાર જણ્ય પારખાય જાયઃ - રાંધેલો ભાત

**પ્રવાહી**

૧૧. ચાર ભાયા ચોપાહી, ફુલવાડે એક રંગ - દૂધ

૧૨. મામો બુડે પુણ મામાયી પાઘડી નાંય બૂડે - છાશમાં માખણ

૧૩. ડોબા સોડી મુયકા ને દાંડો દહોયવો -મધ

૧૪. કાપે તે કાપાય નાંય ને ધરે તે ધરાય નાંય -પાણી

**પ્રાણી**

૧૫. ચાર ચાલા, બે ભાલા, એક માખમારિયું - ચાર પગ, બે શિંગડા- પૂંછડી

૧૬. વાડયે વાડયે ગોખલા, નાશણભાઈ એખલા - સસલો

**જીવજંતુઃ**

૧૭. આઠ પાગે આડો ચાલે, વગર ડોયે ડોળા કાઢે - કરચલો

૧૮. નાહ્લીહી પોહીને રાજા અ્હારી જમે -માખી

૧૯. કાળ્યે ઝાડીએમાં રહય થતી, રાતા પાણી પીય થતી - જૂ

૨૦. કાળી કૂકબાઈ, પીંજરો માવજી, લાંબો મેરવાન વખાત આવે તિયારી જ દેખાય
- માછલી, પીળો દેડકો, પાણી સાપ

**પંખીઃ**

૨૧. ભલ્લા પેદાનામાં દૂધાયો સાંટો - બગલો

૨૨. આ તો દાતેડો, ઢટકે વાયડાં ઝાડ, આકાશ પાર ઘર બાંયધા ત્હાણા નીચે પયડાં બાર (બારણું-દરવાજો)
- સુગરીનો માળો

**ફળઃ**

૨૩. રાજાયા પેટામાં રાણી, રાણીયા પેટામાં પાણી - નાળિયેર

૨૪. ફિરતે ખડાક, ખડાકમાં મુરુમ, મુરુમમાં પાણી -નાળિયેર

૨૫. બાહ બહી ર્‌હય ને ડીખરો ગાડયે ગાડયે ફિરે - કેરી

૨૬. નગરામાં નાગી ફિરે, રાન્યૈમાં પોવે ચીર, અહા ફળ મા લાવી દે તો હગી નંડાહયો વીર
- સોપારી

**ફુલઃ**

૨૭. આયતી હી ઠોલકી, ભેય ધૂણથી પોલકી -મહુડાનું ફૂલ

૨૮. સાંજ પુસે સુરાજ પુસે બાર વરહે ફુલ આવે તાણાં નાઁવ કા?- વાંસનું ફૂલ

૨૯. ફુલવાડ્યેમાં ફુલ ફુટે ને બોડવાંકીમાં જાય - સામરનું ફૂલ

**શાકભાજી:**

૩૦. ઓવડોક પોહો ને હાત ડંગડયા પોવે - કાંદો

૩૧. આગાળ ચાલે વેલજીડો, પાછાળ ચાલે ફુલજીડો તાણે પાછાળ ગળ્યા ગોધા, બહેત બહેત જાય - કોળું

**વૃક્ષ:**

૩૨. કાળા કાકા પાર, ચીમડીયો ભારો - તાડ

૩૩. આય બહે ઠામે ઠામે, દીખરી ફિરે ગાઁવ ગાઁવ - આમલી

૩૪. આયતી તિયાર તે ધડખેં પોવે મોટી વે તિયાર નાગી ફિરે ને ફિરે બધે દેહ - વાંસ

**છોડ:**

૩૫. ઝીણી તિયાર તે ઝીણકી - નાની
મોટી તિયાર તે ફૂલકી - ફૂલવાળી
ડોહી તિયાર તે ઘુઘરી - શણબી

૩૬. તીન પાગાઈ ઠીકુડી, ઊભી બજારે જાય, રાજા રાણી વિચાર કરે, ઈ કેણા જાનવર જાય - કપાસ ફૂટેલું ઝીંડવું

| | |
|---|---|
| ૩૭. આવે તિચાર લીલી દંગડી, જાય તિયાર પીંજરી દંગડી | - કેળ |

**વેલાઃ**

| | |
|---|---|
| ૩૮. બલ બહનેલો ને આછેડો ચરુ જાય | - કોળું |
| ૩૯. તીણી તીખી તલખેડી ને વાહજાંળ જોહા પાન | -આદુ |
| ૪૦. નાહ્લી હી પોહી તે હાય હાય રૂપિયા | - મરચાં |
| ૪૧. નાહ્લી અમથી પોહીને હાત દંગડિયા પોવે | - લસણ |

**વાજિંત્રઃ**

| | |
|---|---|
| ૪૨. એક ગોધાયે હો નાથ | - તૂર |
| ૪૩. અભાગ પાડામાં (મંડપની બહાર) હાંઢ વખારે | - ઢોલ |

**ચીજ વસ્તુઓઃ**

| | |
|---|---|
| ૪૪. માંદલા ડોબા વાડ મોંડે | - જોડા |
| ૪૫. આઠ આડકે ને ટોપલો ભરી આંતે | - કાથાની દોરીથી ભરેલો ખાટલો |
| ૪૬. હુખેલા ખૂંટા પાક, પીંકેલા પાન | - નળિયાં |
| ૪૭. નાહ્લીહી પોહીને આથ વેંસ સેડો | - ચોટલો, દોરા સાથે સોઈ |
| ૪૮. ભરેલા દોરિયામાં મુંઈ નાંય | - ઊડું |

**ઘરવખરીઃ**

| | |
|---|---|
| ૪૯. બધે બધે નાહી જાય ને ભૂરો બાવો રહય જાય | - ચૂલો |
| ૫૦. બધે બધે નાહી જાયને જાડી ભાભી ર્‌હય જાય | - માટીની કોઠી |
| ૫૧. એધે ફિરે તેધે ફિરે તે ભદ દઈને બહી પડે | - સાવરણી |
| ૫૨. એક હિંગડાયા ભેંહડા આકે ઉલા ખાય | - ઘંટી |
| ૫૩. નાનલો હો ફોદળો ઘર હારવે | -દીવો |

**શારીરિક અવયવ**

| | |
|---|---|
| ૫૪. હાંકડા હા ઘરમાં વચમાં ખીલો | - નાક |
| ૫૫. ઈ જાય ઈ આવે | - આંખની નજર |
| ૫૬. નાનલી હી ગોદડી રાત બધી છેદળી | - ભીની ગંદી જીભ |
| ૫૭. બત્રી પીપળામાં એકી જ પાન | - દાંત વચ્ચે જીભ |
| ૫૮. ધોળાં ખેતાર, કાળે બિયેં ઓરતો જાય ને બબડતો જાય | - ધોળાં કાગળમાં પેનથી લખાણ |
| ૫૯. રાતો દરિયો ને કાળી ઢાંકણી | - ચણોઠી |
| ૬૦. કાળો પુણ કાગડો નાંય લાંબા પુણ નાગ નાંય, | |

તેલ ચડે પુણ અરમાન નાંય, ફુલ ચડે પણ માદેવ નાંય - બહેનોનો ચોટલો
૬૧. બધે બધે ફિરી આવે ને બારામાં આવીને ડોકવી અહરે - ગોવાળની લાકડી
૬૨. ધોળી કુઈમાં ધગડી (રવઈ) નાચે - ગોરસની ગોળીમાં રવઈ

**માહિતીદાતા**

૧. મોતીભાઈ કે પટેલ, માજી મહામંત્રી સમસ્ત ધોડિયા સમાજ, મુ.પો અલગટ,તા. વાલોડ, જિ. તાપી
૨. કુલીનભાઈ કપીલભાઈ પટેલ, મુ. કોશ, પો. અનાવલ, તા. મહુવા,જિ. સુરત
૩. ખુશાલભાઈ ધનાભાઈ પટેલ, મુ. પો. લસણપોર, તા. મહુવા, જિ. સુરત
૪. પાલીબેન મન્છારામ પટેલ, મુ. બારતાળ, તા. મહુવા જિ. સુરત
૫. કુલીનભાઈ પટેલ, ધોડિયા સંદેશ તંત્રી, મુ.કોશ, પો. અનાવલ, તા. મહુવા, જિ. સુરત
૬. છીતુભાઈ પટેલ, મુ. વેલપુર, તા. મહુવા, જિ. સુરત
૭. જેન્તીભાઈ એન પટેલ, મુ. વેડછી વિદ્યાપીઠ, તા. વાલોડ, જિ. સુરત
૮. મગનભાઈ બેલાભાઈ, મુ. ધોધડકુવા, તા. કપરાડા,
૯. પ્રભુભાઈ કે પટેલ, મુ. પાલગભાણા (ઓફરા ફળિયા), તા. વાસદા, જિ. નવસારી
૧૦.મનહરભાઈ છીતુભાઈ પટેલ, ઉંમર વર્ષ ૩૦, સરનામું : મુ.પો. વેલણપુર, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૧. રૂશીકેશભાઈ બહાદુરભાઈ પટેલ, ઉંમર વર્ષ ૨૨, સરનામું : મુ.પો. વેલણપુર, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૧. યોગેશભાઈ મહેશભાઈ પેટલ, ઉંમર વર્ષ ૧૯, મુ.પો. વેલણપુર, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : પ્રવાસ, વાંચન, નૃત્ય,

૧૨.કનુભાઈ સોમાભાઈ પટેલ, ઉંમર વર્ષ ૩૭, મુ.પો. બારતાડ, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય

૧૩. ઠાકોરભાઈ લલ્લુભાઈ પટેલ, ઉંમર વર્ષ ૪૨, મુ.પો. વેલણપુર, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : તૂરવાદન, નૃત્ય,

૧૩. વિજયભાઈ છોટુભાઈ પટેલ,ઉંમર વર્ષ ૨૦,મુ.પો. બારતાડ,તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૪. પરેશભાઈ કાન્તુભાઈ પટેલ,ઉંમર વર્ષ ૨૭,મુ.પો. બારતાડ, તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૫. ધર્મેશભાઈ રતુભાઈ પટેલ,ઉંમર વર્ષ ૩૮,મુ.પો. બારતાડ,તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૬. વિરલભાઈ મંજીભાઈ પટેલ, ઉંમર વર્ષ ૨૦, મુ.પો. વેલણપુર,તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્યુ,

૧૭. નીતિનભાઈ મંગુભાઈ પટેલ, ઉંમર વર્ષ ૩૦,મુ.પો. વાંસકુઈ (નેવાણીઆ), વિશેષ શોખ : પ્રવાસ, નૃત્ય,

તા. મહુવા જિ. સુરત

૧૮. સુરેશભાઈ મગનભાઈ પટેલ,ઉંમર વર્ષ ૪૫,મુ.પો. વાંસકુઈ (નેવાણીઆ),તા. મહુવા જિ. સુરત, વિશેષ શોખ : નૃત્ય,

૧૯. રૂમશીભાઈ રડીયાભાઈ પટેલ,ઉંમર વર્ષ ૭૫,મુ.પો. બોડવાંક,તા. ચિખલી જિ. નવસારી, વિશેષ શોખ : ભકિત,

૨૦. જીતુભાઈ મંગાભાઈ પટેલ, ઉંમર વર્ષ ૪૦, મુ.પો. બોડવાંક, વિશેષ શોખ : ગીત, સંગીત, ભજન-કિર્તન,

તા. ચિખલી જિ. નવસારી

૨૧. વરશનભાઈ મંગાભાઈ પટેલ,ઉંમર વર્ષ ૫૦, મુ.પો. બોડવાંક, તા. ચિખલી જિ. નવસારી, વિશેષ શોખ : ગીત, સંગીત, ભજન-કિર્તન,

**સદર્ભ સૂચિ :**

૧. ધોડિયા સમાજના કુળ - કુલીનભાઈ પટેલ

૨. ધોડિયા જાતિઃ બોલી, સાહિત્ય અને સંસ્કૃતિ -મંછારામ નારણદાસ પટેલ

પ્રકાશકઃ પ્રથમ આવૃત્તિ, આદિજાતિ તથા ગ્રામીણ વિકાસ સંશોધન ભવન તથા પ્રફુલ્લભગત અનુસ્નાતક શિક્ષણ અને સંશોધન કેન્દ્ર આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ વ્યારા. ૩૯૪૬૫૦

૩. પુસ્તકનું નામઃ ધોડિયા જાતિમાં ગવાતા લગ્ન ગીતો
 સંપાદકઃ ડૉ સિદ્ધરાજ સુરજીભાઈ સોલંકી
 પ્રથમ આવૃતિ- ઓકટોમ્બર -૧૯૮૭
 પ્રકાશક : વિનોદ રેવાશંકર ત્રિપાઠી
 મંત્રીઃ ગુજરાત વિદ્યાપીઠ મંડળ અમદાવાદ

૪. પુસ્તકનું નામઃ ધોડિયા સમાજ મરણ ક્રિયાની જાણકારી લેખ
 લેખકઃ રતિલાલભાઈ એમ પટેલ

૫. ધોડિયા જ્ઞાતિ સમાજ વ્યારાના નિતી નિયમો
 પ્રકાશક : ધોડિયા સમાજ વ્યારા
 લેખકઃ મંત્રી શ્રી રમેશભાઈ બી ધોડિયા. વ્યારા
 પ્રમુખ શ્રી શંકરભાઈ. યુ ધોડિયા . વ્યારા

૬. પુસ્તકનું નામઃ અણ નાય તે પોર (ધોડિયા બોલીમાં ધોડિયા વાર્તા સંગ્રહ)
 લેખકઃ અરવિંદભાઈ પટેલ

